# શમીમતુલ ઇખલાસ.

અનુવાદક અને
પ્રકાશક—

મુનશી હામીદમીયાં ડોસામીયાં.

20

64

માર્ચ, ૧૯૨૦.

ફાગણ, ૧૯૭૬.

મળવાનું ઠેકાણું:—
અનુવાદક અને પ્રકાશક પાસેથી.

# શમીમતુલ ઇખલાસ.

ઉર્દુમાં લખનાર:—

**સૈયદ અબ્દુલઅઝીઝ અહેમદ તિરમીઝી.**

કોડાજહાનાબાદ, જી. ફતેહપુર.



અનુવાદક અને પ્રકાશક

**મુનશી હામીદમીયાં ડોસામીયાં**

ખાનપુર સૈયદવાડા—અમદાવાદ.

હી. સ. ૧૩૩૮ ઈ. સ. ૧૯૨૦

પ્રત. ૨૦૦૦

મૂલ્ય ૦-૬-૦.

# ઉર્દુમાં લખનારની પ્રસ્તાવના.

## કિતાબ લખવાનું કારણ.

પ્યારા વાંચકો, આજે હું આપની ખિદમતમાં આ નાનકડો રિસાલો રજુ કરૂંછું. આમ કરવામાં મારી ગરઝ એ નથી કે મારૂં નામ અદબીયોની ફેહરિસ્તમાં દાખલ થાય. અથવા લેખકોની હારમાં મારૂં નામ દાખલ થાય. તેમજ મારી એવી પણ ઇચ્છા નથી કે ઇસ્લામના જુદા જુદા અકીદાવાળા ફિરકાઓમાં ફિતના ફસાદની કોઇ નવી શાખા ઉત્પન થાય. તે ઉપરાંત કોઈની નકામી તરફદારી કરવાની, અથવા કોઇનું દિલ દુઃખાવવાની મારી મકસદ નથી. હું એક સુન્ની છું અને પોતાના અકીદાઓમાં ઘણો પુખ્ત (ચુસ્ત) છું. અને હું પણ મારા જિગરમાં મઝહબી જોશ ધરાવું છુ. પણ એવી આતશી અસર નહિ કે જે એક નજીવી બાબતમાં ભડકી ઉઠે.

**"આઝાદેહ રવ હું ઓર મેરા મુસલિક હય સુલેહ કુલ**
**હરગિઝ કભી કિસીસે અદાવત નહિ મુઝે."**

મઝહબી અકાયદ (ધાર્મિક શ્રદ્ધાઓ) તમદ્દુની સાથે મારા જિગર અને મગજમાં આનો પણ પુરતો અહેસાસ કાયમ છે કે અમારા અંદર અંદરના ફેરોઈ મતભેદોના અંગે જાતી અદાવતો, અને નજીવી બાબતોમાં મોટા મોટા ઝઘડા ઉભા થવા, અને ધાર્મિક જુસ્સાના અંગે ફીત્નાની આગ ભડકી ઉઠવી, તે કોમને માટે માત્ર નુકસાનકારકજ નહિ, પણ તેનાથી અમારી તરક્કીનો સામાન નાશ પામવાનો, અને દિલી ઉમ્મીદ બળીને ખાક થઇ જવાનો ગુમાન થાય છે.

**"કુછ યાસસે તસકીન દિલે મુઝતર કો હુઇથી**
**ફિર છેડ દીયા હાય તમન્ના કા બુરા હુઆ"**

અમારી કોમ નાબુદ થઇ જવાનો સામાન પહેલાંથીજ કયાં ઓછો હતો ? પરંતુ આ એક માટીમાંથી નવો ફણગો ફુટી નિકળ્યો. આજકાલ હિંદુસ્થાનના લગભગ બધા મઝહબી, તસવ્વુફી, અદબી, અખલાકી, સયાસી, અને તમદ્દુની અખબારો, અને માસીકોમાં વલીમહમદ સાહેબ ઇસ્માઇલ

સુરૈયા નામના એક ઝઇફુલ ઉમર (વયોવૃદ્ધ) શખ્સના ફિતનો જગાડનારા મઝમુનો જોતાં જોતાં જીવ ધરાઇ ગયો. અને હું મારા વધતા જતા જુસ્સાને કોઇપણ રીતે રોકી શકયો નહિ. અને સુરૈયા સાહેબે ભડકાવેલી આગ બુઝાવવા માટે કેટલીક મુદ્દત સુધી સરગરદાન રહ્યો.

આ એક એવું કામ હતું કે જેને માટે મને તે કિતાબની જરૂર પડી કે જે ઝો નુરિલ હકકિલ મુબિનના નામથી ચર્ચાઇ રહી છે. અને જે વોહરા કોમના પેશવા મુલ્લાં તાહેર સૈફુદ્દીને રચેલી છે. આ વાત મને પહેલાંથી માલુમ હતી કે આ ફિરકાના મઝહબી અકીદાઓ ગુપ્ત રાખવામાં આવે છે. અને તેમની કોઈ મઝહબી શિક્ષણની કિતાબ આમ રીતે બાઝારમાં વેચવામાં આવતી નથી. તેથી આ પહેલાં મેં કોઇ પણ વખતે તેમના અકીદા કેવા છે, અને તેમની મઝહબી કિતાબોમાં શું લખેલું હોય છે, તે જાણવાની કોશિશ કરી નથી.

એક તરફ મારી આવી પરેશાની, અને બીજી તરફ મારી સચ્ચાઇની તરફદાર અને ઇન્સાફપસંદ તબીઅતનો એવો તકાઝો હતો કે પુરતી માહીતી મેળવ્યા વિના આવી તકરારી બાબતપર લખવાનું કોઇપણ રીતે વાજબી નથી. એમાં કાંઇપણ શક નથી કે આ પ્રકારની નાકામીયો (નિષ્ફળતા) તે પત્રકારો કે જેમણે આ વિષય ઉપર ઇલ્મ વિનાની હાલતમાં કલમ ચલાવી છે તેમને પણ પ્રાપ્ત થઇ છે. પરંતુ મારા દિલે આ વાત કોઇપણ રીતે વાજબી ન સમજી કે હું પણ અજ્ઞાનતાના અંધકારમાં ડગલે ડગલે ઠોકરો ખાઉં, અને બનેલી હકીકત અને મનઝિલે મકસુદથી દુર પડી જાઉં. છેવટે જે શોધ કરે છે, તેને જવાહિરાત મળે છે એ કહેવત પ્રમાણે મારા એક શુભેચ્છક મિત્ર કે જે વોહરા કોમના એક ફર્દ છે, તેમણે મારી મુશકેલી દુર કરી. એટલે મને પોતાના પેશવા મુલ્લાં તાહેર સૈફુદ્દીન સાહેબે રચેલી ઝો નુરિલ હકકિલ મુબિન નામની કિતાબ અભિપ્રાયને માટે મોકલી આપી. અને તેના પ્રતાપે હું મારી દિલીખ્વાહિશ અનુસાર આ નાનકડો રિસાલો લખવાનો મવાદ એકત્ર કરી શકયો.

"કરતા હું જમે ફિર જિગરે લખતે લખ્ત કો
મુદ્દત હુઇ હે દાવતે મઝગાં કિયે હુએ."

**અહેમદ તિરમીઝી અફીઅન્હા.**

# ઐકયતા વિષે બે બોલ.

( લખનારઃ—**મુનશી એચ. ડી.** )

આ જમાનો સલાહસંપ અને ઐકયતાનો છે. હિંદમાં પ્રચલિત થએલા ભિન્ન ભિન્ન ધર્મો, અને ફિરકાઓના અનુયાયીઓ કુસંપરૂપી દૈત્યનો નાશ કરીને, અને માંહોમાંહેના નજીવા મતભેદોનો ત્યાગ કરીને દેશની સામાન્ય ઉન્નતિ માટે હાથમાં હાથ મેળવીને પ્રયાસ કરી રહ્યા છે. તેઓ અરસપરસ બંધુભાવે વર્તે છે. આ પ્રમાણે બંધુભાવ હોવા છતાં તેમનામાં મતભેદ નથી એમતો કહી શકાયજ નહિ. તેમનામાં પણ મતભેદ તો રહેલો છેજ. કેમકે લોકોમાં મતભેદ તો આ વિશ્વની ઉત્પત્તિ કાળથીજ રહેલો છે. એવા સો માણસ પણ ભાગ્યેજ મળી આવશે કે જેઓ એક સરખા વિચારના હોય. જો સઘળા લોકો એક સરખા વિચારના હોય તો આ સંસારમાં મતભેદ જેવું કાંઇપણ જોવામાં આવે નહિ. તેમજ આજકાલ જગતમાં જે અનેક ધર્મપંથો, અનેક સોસાયટીઓ, અને એકજ વિષયની ભિન્ન ભિન્ન કોન્ફરન્સો પ્રચલિત છે; તેને બદલે સમસ્ત પ્રજા એકજ ધર્મની અનુયાયી હોત. અને ભિન્ન ભિન્ન ધર્મપંથો જેવું કાંઇપણ સાંભળવામાં આવત નહિ. એટલુંજ નહિ પણ સમસ્ત વિશ્વની પ્રજા એકજ વિચારની હોઇ તેમનામાં મતભેદ જેવું કાંઇપણ ન હોવાથી તેઓ એક દિલે જગતનું કલ્યાણ કરવામાં પ્રવર્ત થાત. પણ હતભાગ્યે તેમ ન હોવાથી જગતના લોકો ભિન્ન ભિન્ન સમુહમાં વ્હેંચાઈ ગયા છે. અને પોતાને અમુક વર્ગ કે અમુક દેશની વ્યક્તિ તરીકે ઓળખાવે છે. કોઈ કહે છે કે અમે યુરોપીઅન છીએ, કોઇ કહે છે કે અમે એસીઅન છીએ, અને કોઈ કહે છે કે અમે આફ્રિકન છીએ. આ પ્રમાણે કહેનારાઓ, પોતાના આવા વિચારોને તિલાંજલી આપીને જો એમજ માની લે કે અમે એકજ ખુદાના બનાવેલા બંદા હોવાથી અરસપરસ ભાઈ છીએ. તેમજ એકજ રસ્તે આવ્યા છીએ. અને એકજ રસ્તે જનાર છીએ; એવી શિક્ષા ગ્રહણ કરીને જો તેઓ અરસપરસ ભ્રાતૃભાવ દર્શાવીને જનકલ્યાણ કરવાનું પોતાનું કર્તવ્ય સમજે તો આ વિશ્વમાં લડાઇ ઝઘડાનો અંતજ આવી જાય. અને સમસ્ત પ્રજા એક સંપે સુખ સંપત્તિમાં આનંદથી પોતાનું આયુષ્ય વીતાડે. અરે એટલુંજ નહિ પણ જગતમાં લડાઈ ઝઘડાનું નામ માત્ર પણ રહે નહિ. અને તેમ કરવાથી જનકલ્યાણ સાધિત થઇને

જગતની આબાદી વધે. અને કળા કૌશલ્યમાં વધારો થાય એ નિસંદેહ છે. પણ જ્યાં સુધી જનસમુહમાં કુસંપ દુર થયો નથી, ત્યાં સુધી તેમ થવું કેવળ અશકય અને આકાશ કુસુમવતજ ગણાય. નજીવા મતભેદમાંથી પણ કેટલાક પ્રસંગે અનેક નવીન ઝઘડાઓ પ્રગટી નિકળે છે. અને માઠા સ્વરૂપે પરિણમે છે. મતભેદમાંથી કુસંપ ઉત્પન્ન થાય છે. અને તેના ઘણા માઠા પરિણામ નિપજે છે. કુસંપે દુનિયામાં શું નથી કર્યું? આ વિષે જો સૂક્ષ્મદષ્ટિથી વિચાર કરીએ તો સત્વર જણાઈ આવશે કે દુર્દાંત કુસંપે જનસમુહનું અનિષ્ઠ કરવામાં કાંઇપણ મણા રાખી નથી. કુસંપના અંગે ભાઈએ ભાઇનું, પિતાએ પુત્રનું, અને પુત્રે પિતાનું રકતપાત કરવામાં પાછું ફરીને જોયું સરખું પણ નથી. અરે એટલુંજ નહિ પણ તેણે અનેક પ્રજાઓની સદંતર પાયમાલી કરી નાખી છે. આ વિષય સાથે સંબંધ ધરાવતા અનેક ઉદાહરણો આપી શકાય તેમ છે. પરંતુ ઇતિહાસના વાંચકો તત્સંબંધે સુપરિચિત અને જ્ઞાતા હોવાથી તે વિષે વધુ ઉહાપોહ કરવાનું કાંઇપણ પ્રયોજન નથી. ઓ પિશાચસ્વરૂપ કુસંપ ! ઓ દુષ્ટ રાક્ષસ! તેં જનસમુહનું અનિષ્ઠ કરવામાં કાંઇપણ મણા રાખી નથી. અરે એટલુંજ નહિ પણ તેં દુનિયાની પાયમાલીજ કરી નાખી છે. તારા વડે, હા તારાજ વડે રત્ન સમાન અનેક વીરો અકાળે આ જગતનો ત્યાગ કરી ગયા છે. અને તારા વડેજ અનેક જગદીપકો ઉગ્યા પહેલાંજ ઓળવાઇ ગયાં છે. જેના ઉપર સ્વકુટુંબ, સ્વજ્ઞાતિ, અને સ્વદેશબંધુઓની ઉન્નતિની આશા અવલંબી રહેલી હતી, તેવા આશાના કિરણરૂપી અને દિનકર સમાન અનેક જનકલ્યાણકારી જીવો મૃત્યુને શરણ થયાં છે. અર્થાત મૃત્યુપ્રાય થઇને આ જગતમાંથી વિનિષ્ટ થઇ ગયાં છે. ભલે, બુદ્ધિહીન અને કામ, ક્રોધ મોહ, મત્સરના ગ્રાસમાં સપડાયલી વ્યક્તિઓ તને પોતાના ઇષ્ટ મિત્રરૂપે ગણતી હોય પણ બુદ્ધિશાળી અને સદાચારી વ્યક્તિઓ તો તને પોતાના કનિષ્ટમાં કનિષ્ટ અને પ્રાણ વિઘાતક શત્રુ સમાનજ ગણે છે. જેણે તારો સ્વીકાર કર્યો તેનું તો તે નિકંદનજ કાઢયું છે. એટલુંજ નહિ પણ તું તારા પગલે ચાલનાર વ્યક્તિને કેવળ અંધ બનાવી દે છે. આ કારણથી માત્ર વૈર, વૈર, અને વૈર સિવાય તેને બીજું કાંઇપણ દેખાતું નથી. અને પરિણામે પોતાના વૈરાગ્નિમાં પોતાના પ્રતિસ્પર્ધીને બાળીને ભસ્મ કરી નાખે છે. અને પોતે પણ વૈરાગ્નિમાં બળી મરે છે. હવે તો તું જનસમુહનો પીછો છોડે તો સારૂં, કે જેથી જગતનું કલ્યાણ થાય, લોકોની આબાદી વધે, અને કળા કૌશલ્યમાં વધારો થાય.

લોકોમાં મતભેદ હોવાના અનેક કારણો છે. તેમાંના મુખ્ય આ છે.

ભિન્ન ભિન્ન ધર્મપંથો, અને આચારવિચારોની વિરૂદ્ધતા. જો કે બન્ને પ્રકારના મતભેદ સ્વાભાવિક છે, તોપણ પહેલા કરતાં બીજો સ્હેજમાં દુર કરી શકાય તેમ છે. માત્ર તેને માટે દીર્ઘદષ્ટિથી કામ લેવાની, અને સતત્ પ્રયાસ કરવાની જરૂર છે. મનુષ્ય માત્રને ખુદાતાલાએ એવા પ્રકારની બુદ્ધિ સમર્પી છે, કે પ્રથમ દષ્ટિએ તેને પોતાનાજ વિચારો અને પોતાનાજ કાર્યો સર્વોત્કૃષ્ટ લાગે છે. અર્થાત મનુષ્ય માત્ર એમજ સમજે છે કે હું જે કાંઇ કરૂંછું તે સારૂં કરૂં છું. અને બીજી કોઇપણ વ્યક્તિ મારી તોલે આવે તેમ નથી. આવી માન્યતાને લીધે તેને પોતાના અંગત સ્નેહીની ગમે તેવી યોગ્ય શિખામણ પણ અયોગ્ય લાગે છે. તેથી તે અસત્યનો ત્યાગ કરીને સત્યને ગ્રહણ કરવાને બદલે વધુ દુરાગ્રહી, અને હઠધર્મી થતો જાય છે. અને પરિણામે ઉભય વચ્ચે ઐક્ય થવાને બદલે મતભેદ દિન પ્રતી દિન વધતોજ જાય છે. પણ જો તેને બદલે સારાસારનો વિચાર કરીને સત્ય વાતનો સ્વીકાર કરવામાં આવે તો તેનું ઘણું સારૂં પરિણામ આવે એ નિસંદેહ છે. એટલુંજ નહિ પણ તેના પરિણામે દિન પ્રતી દિન મતભેદ દુર થઇને ઐકયતાની ગાંઠ મજબુત થતી જાય, અને છેવટે સર્વાંશે નહિ તો ઘણા અંશે જનસમુહ વચ્ચે ઐકયતા બંધાઇ જાય. પણ તેને માટે સતત્ પ્રયાસ કરવાની જરૂર છે.

ધાર્મિક મતભેદ હોવાનું મુખ્ય કારણ એ છે કે આ જગત્માં ચાલતા પ્રત્યેક ધર્મમાં અનેક વર્ગો પડી ગયા છે. અને પ્રત્યેક વર્ગના સભ્યો પોતાને સત્યના ઉપાસક સમજે છે. અને પોતાની માનિનતાના સમર્થનમાં પોતાના પ્રતિસ્પર્ધીઓની શ્રદ્ધાઓ ઉપર ખરી ખોટી ટીકા કરીને વિખવાદ વધારે છે. આ પ્રકારનો વ્યવહાર લેખ, ભાષણ, અને પુસ્તકો દ્વારા કરવામાં આવે છે. અને તેવો વહેવાર સતત્ ચાલુ રહેવાથી ભિન્ન ભિન્ન વર્ગો વચ્ચે વિખવાદ દિનપ્રતિદિન, તેમજ ઉત્તરોત્તર વધતોજ જાય છે. અને પરિણામે ઐકયતાને બદલે અરસપરસ કુસંપ થાય છે. આવી સ્થિતિમાં જો તેમાંનો એક વર્ગ સહનશીલતા ધારણ કરીને પોતાના પ્રતિસ્પર્ધીની ભૂલ નરમ શબ્દોમાં બતાવી આપે તો તેથી સામાવાળા ઉપર ઘણી સારી અસર થાય, અને તે પોતાની થએલી ભૂલનો સ્વીકાર કરીને ભવિષ્યમાં પોતાની વર્તણુંક સુધારે એ અસંભવીત નથી. પણ સહનશીલતા લાવવી કયાંથી ? કાંઈ સહનશીલતા ગાંધીની કે ડોસીની દુકાને મળતી નથી કે ત્યાંથી લાવી શકાય. સહનશીલતા દેખાડવાનું તો બાજુએ રહ્યું, પણ સાંપ્રત સમયમાં તો “ શિલા સામે શિલા ” ફેંકવાનો રીવાજ પ્રચલિત છે.

સામો માણુસ ગાળ આપે, અને અમે સહન કરીને બેસી રહીએ એ બનેજ કેમ ? આવા વિચારો ઘણીખરી વ્યક્તિઓ રાખતી જણાય છે. અને તેના પરિણામે જો કોઇએ અમુક વર્ગ ઉપર એક આક્ષેપ મૂકયો તો તેણે પોતાના પ્રતિસ્પર્ધી ઉપર દશ આરોપો મૂક્યાજ સમજવા. આવા આવા અનિવાર્ય કારણોને લીધે સંપૂર્ણ ઐકયતા થતી નથી. અને તેના વિના લક્ષ્યબિન્દુએ પણ પહોંચાતું નથી. આ વિષયનો ઉપાય નથી, એમ તો નથીજ. જ્યારે સઘળા વિષયોનો ઉપાય છે, ત્યારે આનો ઉપાય કેમ ન થઈ શકે વારૂ ?' અરે જ્યારે ગમે તેવા ગંભીર અને અસાધ્ય વ્યાધિને માટે પણ ઉપચાર નિયત થએલો હોય છે ત્યારે આને માટે પણ ઉપાય કેમ ન હોય ? ખરેખર ! આને માટે પણ ઉપાય તો છેજ, પણ તેને કાર્યદ્વારા યોજવાની અગત્ય છે. અલબત આપણે કોઇને પણ તેના અંતઃકરણની ખાત્રી કરી આપ્યા વિના તેનો ધર્મ, ધાર્મિક શ્રદ્ધાઓ, અને આચારવિચારો બદલવાનું કહી શકીએ નહિ. અને જો કહેવામાં આવે તોપણ જ્યાં સુધી તેને આપણા કથનની પુરેપુરી ખાત્રી થાય નહિ ત્યાં સુધી તે પોતાના આચારવિચાર, અને શ્રદ્ધાઓમાં કાંઇપણ પરિવર્તન કરી શકે નહિ. તેથી આવા કાર્યમાં સફળ થવા માટે પ્રથમ તો આપણે સામા માણસના વિચારો, અને ધાર્મિક શ્રદ્ધાઓથી પુરેપુરી રીતે જ્ઞાતા થવું જોઇએ. અને તે પ્રમાણે પુરેપુરી માહીતી મેળવ્યા પછી તેને આપણા વિચારો સબળ પુરાવા સહિત બતાવી આપવા જોઇએ. આ પ્રમાણે સતત્ પ્રયાસ કર્યાથી ઘણો સુધારો થઈ શકે છે. તેમ છતાં જો આપણું ધારેલું કાર્ય સર્વાંશે ન થાય તો એટલું તો અવશ્ય થવાનું કે ઉભય વચ્ચેનો મતભેદ કાંઇક અંશે ઓછો થશે. એટલુંજ નહિ પણ તેને માટે સતત્ પ્રયાસ ચાલુ રાખવાથી વખતના વહેવા સાથે તેટલો મતભેદ પણ સદંતર દુર થઇ જશે. પણ તેને માટે હતાશ થયા વિના સતત્ પ્રયાસ કરવાની જરૂર છે. જો કાર્યારંભમાં કાંઇક નિષ્ફળતા મળે તોપણ તેનાથી હતાશ નહિ થતાં પ્રયાસ ચાલુ રાખવો. અને "ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણો" અથવા "ફરી ફરીને પ્રયત્ન કરો" ના સુત્રાનુસાર પ્રયાસ ચાલુ રાખવો. આ પ્રમાણે પ્રયત્ન કરવાથી છેવટે ન ધારેલું કાર્ય પણ થઈ શકે છે. દુનિઆમાં એવું શું છે કે જે કાળા માથાના માનવીથી ન થઈ શકે ? ખરેખર એવી કોઇપણ વસ્તુ નથી કે જે મનુષ્યથી ન થઈ શકે. પ્રયત્ન કર્યાથી ઘણીવાર એક અશક્ય વસ્તુ પણ શકય થઇ જાય છે. ફ્રાન્સનો વીરકેસરી નેપોલીઅન ખરૂંજ કહે છે કે "There is nothing impossible in this world, or the word impossible

should be removed from the Dictionary." અર્થાત્ "અશક્ય જેવું દુનિઆમાં કાંઇપણ નથી અથવા "અશકય" એ શબ્દને શબ્દકોષમાંથી કાઢી નાખવો જોઇએ." મહાન નેપોલીઅનનું અનુકરણ કરીને પ્રયત્ન કર્યાથી એક અશક્ય વસ્તુ પણ શકય થઇ શકે છે. આ પ્રમાણે પ્રયત્ન કર્યાથી ભિન્ન ભિન્ન ધર્મપંથો વચ્ચેનો મતભેદ દુર થઇ શકે છે. આ ઉપાય એકજ ધર્મના વિવિધ વર્ગો, અને ભિન્ન ભિન્ન ધર્મપંથો માટે પણ યોજી શકાય. તેને માટે જે કાંઇ કરવાનું છે, તે એજ કે ભિન્ન ભિન્ન ફિરકા, અને ધર્મોના અનુયાયીઓએ અરસપરસની લાગણીને માન આપતાં શીખવું જોઇએ. અર્થાત્ પોતાનું કાર્ય એવી રીતે કરવું જોઇએ કે ધર્માજ્ઞા સચવાય, અને સામાની લાગણી દુઃખાય નહિ. ઇશ્વરી કાનુન, અને રાજ્યના કાયદાનુસાર દરેક ધર્મના અનુયાયીઓને પોતાના ધર્મનો ઉપદેશ આપવાનો હક છે. આ વાતનો અસ્વીકાર કોઇનાથી પણ કરી શકાય નહિ. પરંતુ તેની સાથે ઉપદેશકોએ એ પણ સમજવું જોઇએ કે પોતાના પ્રતિસ્પર્ધીઓ ઉપર ખોટા આક્ષેપો મૂકીને, અથવા તેમના મહાત્માઓને અયોગ્ય શબ્દોમાં સંબોધીને સમસ્ત વર્ગ કે કોમની લાગણી દુઃખાવવાનો કોઇને પણ હક નથી. માટે જે કાંઇ લખવા બોલવામાં આવે તેમાં મુખ્યત્વે કરીને આ બે વિષયો ઉપર ખાસ ધ્યાન આપવું જોઇએ કે કોઇ પણ ધર્મ ઉપર ટીકા કરતા પહેલાં કરવામાં આવનારી ટીકા ખરી છે કે ખોટી તેનો બે વાર વિચાર કરવો જોઇએ. એટલુંજ નહિ પણ જે કાંઇ ટીકા કરવામાં આવે તેમાં સભ્યતાથી કામ લેવું જોઇએ. અને સામાની લાગણી દુઃખાય તેવી રીતે વર્તવું જોઇએ નહિ. તેમજ દરેક ધર્મના મહાત્માઓને માનસુચક શબ્દોથી સંબોધવા જોઇએ. આ પ્રમાણે કરવાથી મુખ્ય લાભ એ થાય છે કે ઉભય પક્ષો વચ્ચે પ્રબળ મતભેદ હોવા છતાં બન્નેમાં વિખવાદ નહિ થતાં ઐકય જળવાઈ રહે છે. જો કે ધાર્મિક ભિન્નતાને લીધે તેમના વચ્ચેનો મતભેદ સર્વાંશે તો દુર થતો નથી, પણ તેની સાથે એટલું પણ ખરૂં કે ઉભય વચ્ચે વિખવાદ ઉત્પન્ન થતો નથી. પણ જો તેને બદલે સામાવાળાઓના ધર્મ અને તેમના મહાત્માઓ ઉપર અયોગ્ય હુમલા કરવામાં આવે તો પ્રતિપક્ષીઓ પણ તેનો જવાબ તેવીજ રીતે આપે. અને પરિણામે ઉભય વચ્ચેનો મતભેદ દુર થવાને બદલે તેમની વચ્ચે વિખવાદ વધીને ઝઘડાનું સ્વરૂપ ધારણ કરે એ સ્વાભાવિક છે. અને તેવી સ્થિતિમાં ભિન્ન ભિન્ન ધર્મપંથો વચ્ચે ઐકયતા થાય એ આકાશકુસુમવત્જ સમજવું. માટે દરેક ધર્મ, અને દરેક ફિરકાના અનુયાયીઓએ સુલેહસંપ, અને શાંતિ

જળવાઈ રહે તેવી રીતે વર્તવું જોઇએ. સાંપ્રત સમયમાં એકબીજાની નિંદા અને ખોદણી કરવાનું કામ ધમધોકાર ચાલી રહ્યું છે. અને કેટલાક તો તેનાથી પણ આગળ વધીને અરસપરસના ધર્મ, મહાત્માઓ, અને લોકપ્રિય રાજકર્તાઓ ઉપર તદ્દન કપોળ કલ્પિત આક્ષેપો મૂકીને, અને અયોગ્ય શબ્દપ્રહાર કરીને ભિન્ન ભિન્ન પ્રજાઓ વચ્ચે ઐકયતા વધારવાને બદલે ઉલટો વિખવાદ વધારે છે. આ કારણથીજ ભિન્ન ભિન્ન પ્રજાઓ, અરે એટલુંજ નહિ, પરંતુ એકજ ધર્મના જુદા જુદા ફિરકાઓ વચ્ચે સંપૂર્ણ ઐકય થતું નથી. આ પ્રકારનો વહેવાર લેખો, ભાષણો, અને પુસ્તકો દ્વારા ચલાવવામાં આવે છે. અને તેવાં અનેક પુસ્તકો પ્રગટ થઈ ચુકયાં છે, પણ સ્થળસંકોચને લીધે તત્સંબંધે અત્રે વધુ ઉહાપોહ કરવાનું કાંઈ પણ પ્રયોજન નથી, તોપણ એટલું તો અવશ્ય કહેવુંજ જોઇએ કે દેશની ઉન્નતિ ખાતર આવો વહેવાર બંધ થવાની અગત્ય છે.

ઘણા આનંદ જેવી વાત છે કે હવે લોકો ઉચ્ચ પ્રકારની કેળવણીથી વિભુષિત થઇને ઐકયતાનો લાભ સમજતા થયા છે. અને તેઓ કુસંપરૂપી દુષ્ટ દૈત્યનો વિનાશ કરવાને વિદ્યારૂપી શસ્ત્ર લઇને જગત્‌રૂપી રણક્ષેત્રમા ઝઝુમી રહ્યા છે. અને લોકોને ઐકયતારૂપી અમૃતનું પાન કરાવવા માટે પ્રયત્નશીલ થયા છે. પણ જ્યાંસુધી એક બીજાના ધર્મ, મહાત્માઓ, અને મહાન પુરૂષો ઉપર તદ્દન કપોળ કલ્પિત આક્ષેપો, અને અયોગ્ય શબ્દપ્રહાર થતો અટકાવવામાં નહિ આવે ત્યાંસુધી સંપૂર્ણ ઐકયતાની આશા આકાશકુસુમવતજ સમજવી. માટે ઐકયતાનો પ્રયાસ કરનારાઓએ આ વિષય ઉપર ખાસ લક્ષ આપવું જોઇએ. અને તદનુસાર કાર્યક્રમ ચલાવવું જોઇએ. યુરોપ અને અમેરિકાના લોકોએ આ દિશામાં યોગ્ય સુધારો કરવાનો પ્રયાસ આરંભ્યો છે. અને ત્યાં આપણા ભારતવર્ષની પેઠે અનેક ધર્મો પ્રચલિત ન હોવાથી તેઓ પોતાના પ્રયાસમાં દિન પ્રતિ દિન વિજયપૂર્વક પ્રગતિ કરતા જાય છે. પણ આપણા ભારતવર્ષમાં અનેક ધર્મો પ્રચલિત હોવાથી, અને એક બીજા વચ્ચે "ઉંદર બિલાડી" જેવો વહેવાર હોવાથી આપણે ઐકયતાની દિશામાં જોઇતી ઝડપે અથવા તિવ્રતાથી પ્રયાણ કરી શકતા નથી. આ દિશામાં સુધારો ન થઈ શકે એવું કોઇએ એક ક્ષણ માત્ર પણ માની લેવું જોઇએ નહિ. પ્રયત્ન કરવાથી શું થઈ શકતું નથી ? ખરેખર, પ્રયત્ન કરવાથી સંધુ થઇ શકે છે, પણ તેને માટે સતત્ પ્રયાસ કરવાની જરૂર છે. અને તેમ કરવામાં આપણો ધ્યેય અથવા લક્ષ્યબિંદુ ઐકયતા પ્રત્યે હોવો જોઇએ. અને કાર્યનો આરંભ કરતાં પહેલાં

ભિન્ન ભિન્ન પ્રજાઓ વચ્ચે મતભેદ શા કારણથી ઉપસ્થિત થયો છે, તે જાણી લેવું જોઇએ. અને તે પ્રમાણે કારણ જાણ્યા પછી મતભેદ દુર કરવાનો ઉપાય યોજવો જોઇએ. આ પ્રમાણે કરવાથી જો કદાચ મતભેદ સર્વાંશે દુર નહિ થાય, તોપણ મતભેદને અંગે પ્રસંગોપાત જે ગંભીર બનાવો બને છે તેના ઉપર અંકુશ મૂકાશે. અને છેવટે ભિન્ન ભિન્ન પ્રજાઓ વચ્ચે ઐક્ય થશે. અલબત ભિન્ન ભિન્ન પ્રજાઓ વચ્ચે ધર્મની ભિન્નતાને અંગે જે ભેદ રહેલો છે, તે તો સર્વાંશે દુર કરી શકાયજ નહિ. કેમકે જ્યાં ધર્મજ જુદો રહ્યો ત્યાં સંપૂર્ણ એકમતની આશા કયાંથી રાખી શકાય? તોપણ તેમના વચ્ચે ઐક્ય ન થાય એમ તો નથીજ. આ પ્રકારનો આશય સાધિત કરવા માટે, અથવા તેવા કાર્યની સાધનાર્થે આ વીત ઉપર ખાસ લક્ષ આપવું જોઇએ કે પોતાના ધાર્મિક શિક્ષણને અંગે સામા માણસની લાગણી દુઃખાવવી ન જોઇએ. અલબત, આપણે કોઇને પણ તેના ધર્મનું શિક્ષણ આપતાં અટકાવી ન શકીએ. પણ દેશોન્નતિ, અને ઐક્યતાની ખાતર તેના તરફથી એટલી આશા તો અવસ્ય રાખી શકીએ કે તે પોતાના પંથની સચ્ચાઈના સમર્થનમાં સામાવાળાના ધર્મ ઉપર જે કાંઈ ટીકા કરે, તેમાં ગેરવાજબી જેવું કાંઇપણ હોવું ન જોઇએ. તેમજ વાજબી ટીકા કરતી વખતે પણ સભ્યતાથી કામ લેવું જોઇએ. અર્થાત સામાવાળાના ધર્મ અને તેની ધાર્મિક શ્રદ્ધાઓ, ઉપર અયોગ્ય શબ્દ પ્રહાર, અને તદન કપોળકલ્પિત આક્ષેપ કરવા ન જોઈએ. તેમજ કોઇપણ ધર્મના મહાત્માઓને અયોગ્ય શબ્દોમાં સંબોધવા ન જોઇએ. એટલુંજ નહિ પણ તેમના વિષે જે કાંઇ લખવા બોલવામાં આવે તેમાં માનસુચક શબ્દો પ્રયોગ કરવાનું ભૂલી જવું જોઇએ નહિ. આ પ્રમાણે વર્તવાથી કાંઇ કોઈના હક ઉપર ત્રાપ પડવાનો નથી. અર્થાત પોતાના ધર્મની સત્યતા પ્રદર્શિત કરવાનો, અને બીજા લોકોને પોતાના ધર્મનો ઉપદેશ આપવાનો જે હક પ્રત્યેક ધર્મના અનુયાયીઓને પ્રાપ્ત થએલો છે, તેના ઉપર કાંઇપણ અંકુશ મૂકાશે નહિ. તેમનો તે હક તો કાયમ રહેશેજ. એટલુંજ નહિ પરંતુ ઉપદેશમાં ઉપર પ્રમાણે સાવચેતી રાખવાથી પ્રસંગોપાત ભિન્ન ભિન્ન ધર્મના અનુયાયીઓ વચ્ચે અરસપરસ અયોગ્ય ટીકા કરવાથી, અથવા એક બીજાના ધર્મ ઉપર તદન કપોળકલ્પિત આક્ષેપ મૂકવાથી કુસંપ ઉત્પન થઇને કેટલાક નહિ ઇચ્છવા જોગ બનાવો બને છે તે બનશે નહિ. પણ તેને બદલે ધર્મની ભિન્નતાને અંગે ધાર્મિક મતભેદ કાયમ રહેવા છતાં પણ તેમના વચ્ચે સુલેહશાંતિ જળવાઈ રહેશે. આ પ્રમાણે જુદા જુદા ધર્મવાળાઓ વચ્ચે ધાર્મિક મતભેદ હોવા છતાં

પણ ઐક્ય થાય એ કાંઇ ઓછો લાભ કહેવાય નહિ. પ્રત્યેક ધર્મના અનુયાયીઓને નિજ ધર્મની પ્રગતિ અર્થે ઉપદેશ આપવાનો હક છે. અને તે કામ સામાવાળાના ધર્મ ઉપર ટીકા કર્યા વિના ભાગ્યેજ થઇ શકે. જો તે પ્રમાણે કરવામાં ન આવે તો શ્રોતાઓ ઉપર તેની કાંઇપણ અસર ન થાય. તેથી પોતાના ધર્મની સચ્ચાઈ બતાવવા માટે સામાના મતનું ખંડન કરવું પડે છે. અર્થાત સામાવાળાના ધર્મ કરતાં પોતાનો ધર્મ સારો છે. એમ બતાવવું પડે છે. જો આ પ્રમાણે સમાના મનનું ખંડન કરવામાં ન આવેતો શ્રોતાઓ ઉપદેશકનો ઉપદેશ કેવી રીતે ગ્રહણ કરે ? કેમકે દરેક માણસ પોતાના ધર્મને સત્ય માને છે. જો આપણે કોઇ અજ્ઞાન માણસને પણ પૂછીએ કે ભાઇ, આ દુનિઆમાં ચાલતા સઘળા ધર્મોમાં કયો ધર્મ સારો છે ? ત્યારે તે પોતાનોજ ધર્મ સારો બતાવશે. વસ્તુસ્થિતિ આ પ્રમાણે હોવાથી ઉપદેશકોને પોતાના ધર્મની સત્યતા બતાવવા માટે સામાવાળાના મતનુ ખંડન કરવું પડે છે. જો આ પ્રકારનો વહેવાર અટકાવવાનો પ્રયત્ન કરવામાં આવે તો તે ભાગ્યેજ સફળ થઈ શકે. કેમકે જનસમુહ જુદા જુદા ધર્મોમાં વ્હેંચાએલો હોવાથી તેમના વચ્ચે ધાર્મિક મતભેદ રહેલો હોય છે. આ કારણથી સઘળાના વિચારોની એકતા થઈ શકતી નથી. અને તેમાં કુદરતનોજ હાથ છે. જો ખુદાતાલાની ઇચ્છા હોત તો જનસમુહ જુદા જુદા ફિરકા અને જુદા જુદા ધર્મોમાં વ્હેંચાઈ જવાને બદલે એકજ ધર્મમાં હોત. આ કાર્ય માત્ર ખુદાતાલાથીજ થઈ શકે છે. અને તેની સહાયતા વિના મનુષ્ય–પ્રયત્ન કોટિ ઉપાયે પણ સફળ થઈ શકે નહિ. તેથી સઘળા ધર્મના અનુયાયીઓને એકજ ધર્મમાં લાવવાનું કાર્ય માત્ર અસંભવીતજ નહિ પણ સર્વાંશે અશકય છે. હા ! પણ સતત પ્રયાસ કરવાથી એટલું તો અવસ્ય થઇ શકે છે કે થોડા ઘણા માણસો પણ ઉપદેશકના પંથમાં ભેળાય. પણ તેને માટે ઉપદેશકને પોતાના કથનના સમર્થનમાં સામાના મતનું ખંડન કરવું પડે છે. અને તે ઓછો વધતે. દરેક ધર્મનો રીવાજ છે. જો આ પ્રકારનો વ્યવહાર સભ્યતાપૂર્વક ચલાવવામાં આવેતો એક બીજા વચ્ચે વિખવાદ નહિ થતાં ઐક્ય જળવાઈ રહે. પણ તેને બદલે કેટલાક ઉપદેશકો સામાવાળાના ધર્મ ઉપર સખ્ત શબ્દોમાં ટીકા કરે છે. એટલુંજ નહિ પણ તેના મહાત્માઓ ઉપર પણ અયોગ્ય હુમલા કરે છે. આવી અયોગ્ય વર્તણુંકનું પરિણામ એજ આવે છે કે સામાવાળાઓ પણ તેનો જવાબ તેવીજ રીતે આપે છે. તેથી ધાર્મિક મતભેદ દુર થવાનું તો બાજુએ રહ્યું, પણ તેને બદલે ઉલટો વિખવાદ

નેમીને પ્રસંગોપાત નહિ ઇચ્છવા જોગ બનાવો પણ બને છે. પણ જો તેને બદલે સભ્યતાપુર્વક કામ લેવામાં આવે, અને અરસપરસના મહાત્માઓ ઉપર અયોગ્ય શબ્દપ્રહાર કરવાને બદલે મર્યાદાપુર્વક ચર્ચા કરવામાં આવે તો સામાવાળાઓ પણ તેનો જવાબ તેવીજ સભ્યતાથી આપે. અને પરિણામે ધાર્મિક મતભેદ હોવા છતાં ઐકયતા જળવાઈ રહે એ નિસંદેહ છે.

હિંદુસ્થાનના હિંદુભાઇઓએ આ દિશામાં યોગ્ય સુધારો કર્યો છે. જો કે તેઓમાં પણ અનેક ધર્મપંથો છે. અને તેના અંગે તેમનામાં ધાર્મિક મતભેદ પણ રહેલો છે. પણ તેઓ પોતાની સામાન્ય ઉન્નતિના વિષયમાં કાંઇપણ મતભેદ રાખ્યા વિના હાથમાં હાથ મેળવીને કામ કરે છે. એટલુંજ નહિ પણ દેશોન્નતિના કાર્યમાં તેઓ એકજ દિશામાં પ્રયાણ કરે છે. તેથીજ તેઓની ઉન્નતિ ત્વરાથી થવા પામી છે. તેઓમાં એક સંપ હોવાથી તેઓ એકબીજાને સહાયતા આપવા માટે અહરનિશ તત્પર રહે છે. અને પોતાના ધર્મબંધુને આપત્તિ વેળાએ મદદ આપવાને કદીપણ ચુકતા નથી. ઉત્તરમાં કાશમીર, અને દક્ષિણમાં કન્યાકુમારી જેવા દુરના શહેરોમાં હિંદુધર્મના કોઈપણ ફિરકા વિરૂદ્ધ કાંઈ અઘટિત પગલું ભરાયું હોયતો આખા હિંદુસ્થાનના હિંદુ વર્તમાનપત્રોએ તેના વિરૂદ્ધ પ્રોટેસ્ટ ઉઠાવ્યોજ સમજવો. તેમજ જુદાજુદા શહેરોમાં પ્રોટેસ્ટ સભાઓ ભરાયલીજ સમજવી. અને જ્યાં સુધી તેમને પુરેપુરો ન્યાય ન મળે ત્યાંસુધી તેઓ પોતાનો પોકાર બંધ પાડતા નથી. આ પ્રકારના એક બે ઉદાહરણ અત્રે આપવાની જરૂર છે. ઈ. સ. ૧૯૧૮ ની સાલમાં કલકત્તામાં શક ઉપરથી બે હિંદુ રમણીઓને કેદ પકડવામાં આવી હતી, તેની સામે હિંદુઓએ મીટીંગો ભરીને પ્રોટેસ્ટ ઉઠાવ્યો હતો. અને પત્રકારોએ પણ તે વિષે ઉલ્લેખ કર્યો હતો. એટલુંજ નહિ પણ ઓ. મી. સુરેન્દ્રનાથ બેનરજી, અને મી. કામિનીકુમાર ચંદાએ વાઇસરોયની કૌન્સિલમાં તે વિષે પ્રશ્નો પૂછ્યા હતા. તદુપરાંત બે વરસ પહેલાં રંગુનના એક બરમીઝ અને દેલવાડાના એક જૈન મંદિરમાં કોઈ યુરોપીયન ગૃહસ્થ જોડા પહેરીને જવાથી હિંદુઓએ પ્રોટેસ્ટ સભાઓ ભરીને તેના તેવા અયોગ્ય કૃત્ય સામે વાંધો પ્રદર્શિત કર્યો હતો. તેમજ બંગાળાના હિંદુઓએ એક યુરોપીઅન પ્રિન્સીપાલને એક હિંદુ વિદ્યાર્થીની મૂર્તિ ફેંકી દેવા માટે માફી મંગાવી હતી. આમાંના બીજા દાખલામાં મુખ્યત્વે કરીને જોવાનું એ છે કે જૈન અને બરમીઝ જેવા બીજા ફિરકાના લોકોને હિંદુધર્મના સઘળા ફિરકાવાળાઓએ મદદ આપી હતી. આ પ્રમાણે અરસપરસ મદદ કરવાથી હિંદુઓ પોતાની ઉન્નતિ ત્વરાથી કરી શકયા છે.

સરકારી ખાતાંઓ, મ્યુનિસીપાલ બોર્ડો, અને પ્રાંતિક તેમજ વડી ધારાસભામાં તેમની સંખ્યા ઉભરાઈ જતી જણાય છે. એટલુંજ નહિ પણ તેમની પ્રજાકિય સંસ્થાઓ પણ સમસ્ત દેશમાં ઉભરાઇ જાય છે. એ સઘળા ઐકયતાનાજ પ્રતાપ. હિંદુઓ પછી પારસી અને યુરોપીઅનોનો દાખલો લઇએ તો તેઓ પણ ધાર્મિક મતભેદનો પ્રશ્ન બાજુએ મૂકીને કોમની સામાન્ય ઉન્નતિની દિશામાં સાથે સાથે પ્રયાણ કરે છે.

ઉપર બતાવેલી હિંદની બીજી પ્રજાઓ સાથે હિંદના મુસલમાનોની સ્થિતિને સરખાવતાં આપણને ખેદ થયા વિના રહેતો નથી. જ્યારે બીજી પ્રજાઓ ધાર્મિક મતભેદ હોવા છતાં કોમની સામાન્ય ઉન્નતિની દિશામાં સાથે સાથે પ્રયાણ કરે છે, ત્યારે આપણે એકબીજાની નિંદા કરવામાંજ આનંદ માનીએ છીએ. અને દુનિઆમાં શું બને છે, તેમજ બીજી પ્રજાઓ પોતાના કાયદેસર હકોને માટે કેવી લડત ચલાવે છે તેના તરફ સદંતર બેદરકાર રહીએ છીએ. આવી બાબતોપર લક્ષ આપીએ તો કેવી રીતે ? માંહોમાંહેના ઝઘડાઓમાંથી અવકાશ મળે તોને ? જ્યારે તેવા ઝઘડાઓમાંથી અવકાશજ મળતો નથી, ત્યારે બીજી બાબતો તરફ લક્ષ કેમ આપી શકાય ? આ પ્રમાણે અંદર અંદરના કુસંપને લીધે આપણા જન્મસિદ્ધ હકો, અને આપણા ધર્મને ઘણું નુકસાન પહોંચે છે. અને આપણા માંહોમાંહેના કુસંપનો લાભ લઇને કેટલાક વિધર્મીઓ આપણા પવિત્ર ધર્મ સિદ્ધાંતો, આપણા પૂજ્ય મહાન પુરૂષો, અને આપણા લોકપ્રિય તેમજ ન્યાયપરાયણ રાજકર્તાઓ ઉપર અયોગ્ય પ્રહાર કરવાને ચુકતા નથી. અને આપણે માંહોમાંહેના ઝઘડાઓમાં રોકાયલા હોવાથી તેમને યોગ્ય પ્રતીઉત્તર આપી નહિ શકવાથી અન્ય ધર્માવલંબીઓમાં આપણા પવિત્ર સિદ્ધાંતો વગોવાય છે. આ પ્રકારનો વહેવાર સાંપ્રત સમયમાં દેશના કેટલાક વિભાગમાં ધમધોકાર ચાલતો જણાય છે. અને કેટલાક વિધર્મીઓ તરફથી આપણા પવિત્ર ધર્મ, આપણા મહાત્માઓ, અને આપણા લોકપ્રિય રાજ્યકર્તાઓ ઉપર લેખો, ભાષણો, અને પુસ્તકો દ્વારા અયોગ્ય હુમલાઓ કરવામાં આવે છે. આ પ્રકારના અનેક દાખલાઓ આપી શકાય તેમ છે. પણ સ્થળ સંકોચને લીધે તત્સંબંધે વધુ ઉહાપોહ કરવાનું કાંઇપણ પ્રયોજન નથી. આતો માત્ર આપણી પ્રજાકિય સ્થિતિની વાત થઇ. પણ હવે આપણા માંહોમાંહેના ઝઘડાઓને લીધે આપણા હકોને કેટલું નુકસાન પહોંચે છે તે વિષે પણ કાંઇક ચર્ચા કરવાની અગત્ય છે. અંદર અંદરના આપણા કુસંપને લીધે આપણે દરેક વાતે પછાત છીએ. સરકારી ખાતાંઓ,

મ્યુનીસીપાલ બોર્ડો, પ્રાંતિક અને વડી ધારાસભામાં પણ આપણી પછાત સ્થિતિ જણાઇ આવે છે. આપણી વસ્તીના પ્રમાણમાં સરકારી ઓફીસો, મ્યુનીસીપાલ બોર્ડો, પ્રાંતિક અને વડી ધારાસભામાં મુસલમાન અમલદાર અને કૌન્સિલરોની સંખ્યા ઘણી નાની છે. આમાં જોકે મતભેદ ઉપરાંત બીજાં પણ કારણો છે. પણ તે સર્વેમાં મતભેદનું કારણ અગ્રપદે છે. જો આપણે ઉદાહરણરૂપે એકાદ જીલ્લાનું રેવન્યુખાતું, અને પોષ્ટખાતું તપાસીએ તો તે ઉભયમાં માત્ર પટાવાળા અને પોષ્ટમેનો સિવાય હલકા પગારના ચાર પાંચ મુસલમાન કારકુનો પણ ભાગ્યેજ જોવામાં આવશે. આપણી આવી સ્થિતિ અન્ય કારણો ઉપરાંત આપણા કુસંપને વધારે આભારી છે. હવે જો આપણે આપણી પ્રજાકિય સંસ્થાઓ તરફ લક્ષ આપીએ તો તેમાં પણ આપણે પછાતજ છીએ. દેશમાંની આપણી વસ્તીના પ્રમાણમાં તેમજ બીજી પ્રજાઓના મુકાબલામાં આપણે ઘણી થોડી પ્રજાકિય સંસ્થાઓ ધરાવીએ છીએ. નતો આપણી પાસે જુદા જુદા વિષયોની લડત ચલાવનારી સંસ્થાઓ છે, કે નતો આપણે તેવી હિલચાલ માટે પુરતા ફંડ ધરાવીએ છીએ. એટલુંજ નહિ પણ જે પ્રજાકિય ઇસ્લામી સંસ્થાઓ હાલમાં અસ્તિત્વમાન છે, તેમાંની કેટલીકતો ફિરકાવાર હોવાથી કોમની સામાન્ય ઉન્નતિ માટે તે નકામી છે. આ પ્રમાણે માંહોમાંહેના કુસંપને લીધે આપણે ઘણા નબળા પડી ગયા છીએ. પ્રિય મુસલમાનભાઇઓ! અને કોમના નેતાઓ! તમે કોઇ દિવસે આ વાતનો વિચાર કર્યો છે કે આપણી આવી સ્થિતિ શાને આભારી છે? ખરેખર, જો તમે વિચાર કર્યો હોત તો તમને પણ જણાઇ આવ્યા વિના રહેત નહિ કે આ સંધુ આપણા માંહોમાંહેના કુસંપનેજ આભારી છે. માટે, બંધુઓ! જાગૃત થાઓ. અને જાગ્યા ત્યારથી પ્રભાત ગણીને કુસંપરૂપી દૈત્યનો નાશ કરવા માટે પ્રયત્નશીલ થાઓ. આપણા માંહોમાંહેના કુસંપને લીધે બીજા લોકો આપણું હાસ્ય કરે છે. અને કેટલાક તો આપણી તેવી સ્થિતિનો લાભ પણ લઇ રહ્યાં છે. ઐક્યતારૂપી જે સુધારસનું પાન એકવાર મુસલમાનો કરી રહ્યા હતા તેનો લાભ આજે બીજાઓ લઇ રહ્યાં છે. અને જે વાતનું એક સમયે ઇસ્લામીઓ અભિમાન ધરાવતા હતા, તેજ વાતનું અભિમાન આજે બીજાંઓ લઇ રહ્યાં છે, એ શું ઓછા ખેદની વાત કહેવાય? જો દીર્ઘદૃષ્ટિથી વિચાર કરીએ તો આવી સ્થિતિ આપણા માટે ઘણીજ શરમ ભરેલી ગણાય. આપણો પવિત્ર ધર્મ ઇસ્લામ આપણને ઐક્યતાનો ઉપદેશ આપે છે. અરે એટલુંજ નહિ પણ તે ઐક્યતાના પાયા ઉપરજ રચાયલો છે. સઘળા

મુસલમાનો ભાઈ છે, એ સુત્રે સમસ્ત મુસલમાનોના અંતઃકરણને ઐકયતારૂપી શૃંખલામાં જકડી લીધા હતા. અને તેઓ અરસપરસ સગા ભાઇની પેઠે વર્તતા હતા. આવા એકસંપ, અને આવા ભાઈચારાને લીધેજ ઈસ્લામ અને ઇસ્લામીઓની કીર્તિ ક્ષિતિજ પર્યંત વ્યાપી ગઈ હતી. અને પ્રબળશક્તિ શાળી રાજસત્તાઓ પણ તેના સમક્ષ પોતાના મસ્તિક નમાવતી હતી. એટલુંજ નહિ પણ મુસલમાનોની ઐકયતાને લીધેજ તેમની વિજય-પતાકા જગત્‌ના અર્ધ વિસ્તાર ઉપર ફરકતી હતી. આજે તે સમય કયાં છે ? ખરેખર, આપણા હતભાગ્યને લીધે ઈસ્લામનો તે સુવર્ણકાળ આજે અસ્તપ્રાય થઇ ગયો છે. અને દીર્ઘદૃષ્ટિથી જોતાં તેના કારણરૂપ આપણો કુસંપજ છે. ભાઈઓ ! હવે તો હદ થઈ. દુર્દાન્ત કુસંપે આપણી પાયમાલી કરવામાં કાંઇપણ મણા રાખી નથી. હવે કયાં સુધી નિદ્રાધીન રહેશો ? જો હમણા જાગૃત નહિ થાઓ તો પછી કયારે જાગૃત થશો ? એકસંપ થવાનો આ ખરેખરો પ્રસંગ છે. અને જો તે હાથથી ચાલ્યો જશે તો પાછો હાથ આવવો કઠિન છે. કહેવત છે કે "સદા દૌર દોરાં દિખાતા નહિ, ગયા વક્ત ફિર હાથ આતા નહિ." માટે હાથ આવેલી તકને નહિ જવા દેતાં આજેજ તૈયાર થાઓ ! કમર કસો, આળસને પરહરો, અને કુસંપરૂપી રાક્ષસનો નાશ કરીને ઈસ્લામના વહી ગએલા સુવર્ણયુગનો આપણા અન્ય બંધુઓને ભાન કરાવો. ઇસ્લામમાં ૭૩ ફિરકાઓ થયા તો શું થઇ ગયું ? શું તેઓ પણ મુસલમાન નથી ? અરે જ્યારે આપણે બીજા વિધર્મીઓની મિત્રાચારીમાં અભિમાન ધરાવીએ છીએ, ત્યારે બીજા ફિરકાના મુસલમાનો કે જેઓ પણ ઇસ્લામનાજ અનુયાયી છે, તેમની સાથે સંપ કેમ ન થઇ શકે ? શું તેઓ વિધર્મીઓ કરતાં પણ ખરાબ છે કે આપણે તેમનાથી સદાયે દુર રહેવું જોઇએ ? મુલ્લાં અલીકારી રહે. ફરમાવે છે કે જો કોઈ મુસલમાનમાં ૯૯ વાતો બિદ્અત (ધર્મવિરૂદ્ધ)ની જોવામાં આવે, અને માત્ર એકજ વાત ઇસ્લામની જોવામાં આવે તોપણ તેને મુસલમાન કહેવો જોઇએ. તો શું બીજા ફિરકાના મુસલમાનોમાં એક પણ વાત ઇસ્લામની જોવામાં આવતી નથી કે જેથી તેઓ ઐકયતાને લાયક ન હોય ? જુદા જુદા ફિરકાઓ બંધાયા તો શું થઇ ગયું ? પણ તેઓ ઇસ્લામની ગણત્રીમાં તો છેજ ને ? તો પછી આપણે તેમની સાથે એકદીલી શામાટે કરવી ન જોઇએ ? જો તેમનામાં અને આપણામાં મતભેદ છે તો શું થઇ ગયું ? મતભેદ તો દરેકમાં રહેલો છે. સગાભાઇઓ વચ્ચે પણ મતભેદ હોય છે, પિતા–પુત્ર વચ્ચે પણ મતભેદ હોય છે, પતિ–પત્નિ વચ્ચે પણ મતભેદ

હોય છે. તો શું મતભેદને લીધે આપણે સદાને માટે છુટા પડી જવું ? અને જુદી જુદી છાવણીઓમાં વ્હેંચાઇ જઇને નબળા પડી જવું ? અરે જ્યારે મતભેદ હોવા છતાં બીજી પ્રજાઓ કોમની સામાન્ય ઉન્નતિની દિશામાં સાથે સાથે પ્રયાણ કરે છે, ત્યારે આપણે પણ આપણા બીજા ઇસ્લામી-બંધુઓ સાથે કોમની સામાન્ય ઉન્નતિની દિશામાં શા માટે વિચરવું ન જોઇએ ? અરે જ્યારે સાંપ્રત સમયમાં હિંદુ મુસલમાનો એક થયાના પોકારો ચોપાસથી સાંભળવામાં આવે છે, ત્યારે આપણે પણ ઇસ્લામના જુદા જુદા ફિરકાના ધર્મબંધુઓથી એકદીલી શા માટે કરવી ન જોઇએ ? વિધર્મીઓ સાથે ઐક્ય થઇ શકે અને ઇસ્લામના જુદા જુદા ફિરકાવાળાઓ વચ્ચે ઐક્ય ન થઇ શકે એ પણ વીસમી સદીની એક નવાઇજ ગણાય. અરે તે જમાનાનીજ બલીહારી છે. એટલુંજ નહિ પણ તે આપણા હતભાગ્યની નિશાની છે. શું આ પ્રમાણે પક્ષાપક્ષીથી કોમનું શ્રેય થવાનું છે? નહિ, કદાપિ નહિ. કહેવત છે કે "Union is strength" "સંપ ત્યાં જંપ." જ્યાં સુધી બળતણના લાકડાં ભારાના સ્વરૂપમાં હોય છે ત્યાંસુધી તેમને કોઈ ભાગી શકતું નથી, પણ જ્યારે તેમનું બંધન છુટી જાય છે, ત્યારે તેમને એક એક કરીને ભાંગી નાખવામાં આવે છે. માટે ભાઇઓ ! ઐક્યતામાંજ આપણા લાભ સમાયલા છે. તેમ છતાં જો આપણે અરસપરસ સંપ નહિ કરતાં અલગ રહીશું તો શું તમે એમ માનો છો કે ફિરકાઓ ઓછા થઇ જશે? શું આ વાત એક ઘડી પણ માની શકાય ખરી કે ? ના. ના. કદી નહિ. ત્યારે અલગ રહેવાથી લાભ શો ? કાંઇજ નહિ. ઉલટું તેથી આપણા હકોને નુકસાન થાય છે. અને લોકો આપણું હાસ્ય કરે છે. આપણા મહાન પેગમ્બર હઝરત મહમદ સ. અ. વ. એ સ્પષ્ટ શબ્દોમાં કહયું છે કે "મારી ઉમ્મતમાં ૭૩ ફિરકા થશે" અને તે પ્રમાણેજ થયું છે. જો કે આ પ્રમાણે ઈસ્લામમાં અનેક ફાંટાઓ પડી ગયાં છે. તોપણ સઘળાનો ધર્મ તો એકજ છે. અર્થાત તેઓ સઘળા ઇસ્લામનાજ અનુયાયી છે. માત્ર જે તફાવત છે તે એતેકાદ અથવા શ્રદ્ધાઓમાંજ જોવામાં આવે છે. તેથી જો દીર્ઘદષ્ટિથી કામ લેવામાં આવે તો આ પ્રમાણે મતભેદ હોવા છતાં પણ ઐક્ય ન થઇ શકે એમતો નથીજ. માત્ર તેને માટે પ્રયત્ન કરવાની જરૂર છે. કાંઈ એક બીજાને બુરા ભલા કહેવાથી ફિરકાઓ ઓછા થઇ જવાના નથી. ખુદાતાલાની ઇચ્છા હશે ત્યાંસુધી ફિરકાઓ તો કાયમ રહેવાનાજ. તેની ઇચ્છા વિના કાંઇપણ થતું નથી. માટે "લકુમ દિનકુમ વલેયદીન" ના પવિત્ર સુત્રને અનુસરીને કુસંપને

વિદારો. અને ઐક્યતાની ગ્રંથીમાં ગુંથાઇ જાઓ. આ પ્રમાણે જુદા ક્યાં સુધી રહેશો ? આપણા કુસંપનો લાભ આપણા કેટલાક શત્રુઓ લઈ રહ્યાં છે. અને તક જોઇને આપણા પવિત્ર ધર્મ, આપણા મહાત્માઓ, અને આપણા ન્યાયપરાયણ રાજ્યકર્તાઓ ઉપર અયોગ્ય શબ્દ પ્રહાર કરી રહ્યાં છે. એટલુંજ નહિ પણ આપણા જન્મસિદ્ધ હકો ઉપર પણ ત્રાપ મારી રહ્યાં છે. અને આપણામાં કુસંપ હોવાથી આપણે એક બીજાને મદદ કરી શકતા નથી. અર્થાત આપણે એક બીજાની દિલસોઝી ખોઇ બેઠા છીએ. જો ઇસ્લામના એકાદ ફિરકા ઉપર દૈવયોગે કાંઈ વિપત્તી આવી પડે તો બીજા ફિરકાવાળાઓ બેઠાબેઠા તે જોયાં કરે છે. પણ આજે તેનો વારો તો કાલે આપણો વારો આવશે એમ સમજીને તેઓ અરસપરસને મદદ કરતા નથી. આનું પરિણામ એ આવે છે કે દરેકને પોતાના ભાગ્ય ઉપર આધાર રાખીને બેસી રહેવું પડે છે. પણ જો તેને બદલે એક બીજાને મદદ કરવામાં આવે તો ઇસ્લામની શકિત દિન પ્રતી દિન વધતીજ રહે. અને તેવી સ્થિતિમાં તેના શત્રુઓ તેની સામે ભાગ્યેજ જોઇ પણ શકે. અરસપરસને મદદ નહિ કરવામાં દ્વેષના મદમાં ઘેરાયલા તત્વ વેત્તાઓ એટલું પણ સમજતા નથી કે તેમના તેવા આચરણથી ઇસ્લામનેજ નુકસાન થાય છે. એટલુંજ નહિ પણ તેથી ઇસ્લામ નબળો પડતો જાય છે. પણ જો અરસપરસને મદદ કરવાનો વહેવાર રાખવામાં આવે તો ઇસ્લામને ઘણીજ પુષ્ટિ મળે. પણ આપણામાં તેવી એકદીલી ન હોવાથી આપણા કેટલાક વિરોધીઓએ તેનો લાભ ઉઠાવવામાં કાંઇપણ બાકી રાખ્યું નથી. તેમણે પેટ ભરીને આપણા ધર્મ ઉપર અયોગ્ય આક્ષેપે મૂક્યા છે. એટલુંજ નહિ પણ તેઓ હઝરત મહમદ સ. અ. વ. ઉપર પણ અયોગ્ય શબ્દ પ્રહાર કરવાને ચુક્યા નથી. જુઓ વિશ્વવિલાસ, કબીરમન્સુર અને બીજા તેવાંજ પુસ્તકો. આ સર્વમાં ઉત્તર હિંદુસ્થાનની એક સ્કુલના પ્રિન્સીપાલે આપણા મહાન પેગમ્બર સઅમ ઉપર અયોગ્ય શબ્દ પ્રહાર કરીને, અને રંગપુરની હાઇસ્કુલના કેટલાક વિદ્યાર્થિઓએ કુરાન શરીફની તૌહીન ( અપમાન ) કરીને અવધીજ કરી છે. અરે માત્ર આટલેથીજ ક્યાં પત્યું છે. પરંતુ પ્રસંગોપાત આપણી ધાર્મિક ક્રિયાઓ પણ અટકાવવામાં આવે છે. આરા--શાહબાદ, અને કટારપુરના મુસલમાનો ઉપર ત્યાંના હિંદુ લોકોએ બકરીઇદના તહેવાર ઉપર કાંઇ થોડા અત્યાચાર કર્યા છે ? આ પ્રકારના કાંઇ એક બેજ દાખલા નથી. પણ બીજા અનેક દાખલાઓ છે. પરંતુ સ્થળ સંકોચને લીધે તે સઘળાનું વર્ણન

કરી શકાય તેમ નથી. અને જો તે સઘળાનું વર્ણન કરવામાં આવે તો એક આખું પુસ્તક ભરાઈ જાય. પણ અફસોસ કે અમારામાં એકદીલી ન હોવાથી અમે તેવા કૃત્યો કરનારા સામે કાંઇપણ કાયદેસર ઈલાજ લઈ ન શકયા. અરે અમને તેમ કરવાનો અવકાશજ કયાંથી મળે? અંદર અંદરના ઝઘડાઓમાંથી પરવારીએ ત્યારે બ્હારની બાબતો ઉપર લક્ષ આપીએને? પણ જો માંહોમાંહેના ઝઘડામાંથી અવકાશજ ન મળે તો પછી કરવું શું? અમે માંહોમાંહેના ઝઘડાઓમાં એવા તો ફસાયલા છીએ કે બહાર શું બને છે તેની અમને કાંઇપણ ખબર પડતી નથી. અને જો ખબર પડે છે તો માંહોમાંહેના ઝઘડાને લીધે અમને તેનો ઉપાય કરવાનો અવકાશજ મળતો નથી. ઓ ખુદા! આવી સ્થિતિ કયાં સુધી ચાલુ રહેશે? હવે તો તારોજ આધાર છે. તું અમને મદદ કર. અને અમારામાં એકદીલી ઉત્પન કર. ઇસ્લામની આવી સ્થિતિ જોઇને તેના ધર્મચુસ્ત સેવકોને ખેદ કેમ ન થાય? ખરેખર, આવી સ્થિતિ સત્વર સુધારવાની આવશ્યકતા છે. શું અન્ય પ્રજાઓમાં ધર્મ ભેદ નથી? અલબત છે. તો શું તેઓ પણ આપણી પેઠે એક બીજાની સાથે સદાને માટે કુસંપથી રહેવાનું પસંદ કરે છે? નહિ. નહિ. કદાપિ નહિ. અલબત તેઓમાં પણ ધાર્મીક મતભેદ છે ખરો. તોપણ કોમની સામાન્ય ઉન્નતિની દિશામાં તેઓ એક સાથે પ્રયાણ કરે છે. અને એવી રીતે વર્તે છે કે જાણે તેમની વચ્ચે મતભેદજ ન હોય. તો શું આપણે પણ તેમનું અનુકરણ કરીને એકત્ર ન થઈ શકીએ કે? ખરેખર, કોમની સામાન્ય ઉન્નતિને માટે આવી ઐકયતાની ઘણી અગત્ય છે. અને તેમ કરવા માટે આચાર વિચાર, રીત રીવાજો, કે ધાર્મિક શ્રદ્ધાઓ બદલવાની કાંઈપણ અગત્ય નથી. ભલે સુન્નીઓ, શીયા, ઇસ્માઇલીઓ અને બીજા ફિરકાવાળાઓ પોતપોતાના તરીકા પ્રમાણે ચાલે. કોઇને પણ પોતાના એતેકાદ બદલવાની જરૂર નથી. આપણે જે કાંઇ કરવાનું છે, તે એજ કે કોમની સામાન્ય ઉન્નતિ માટે હાથમાં હાથ મેળવીને કામ કરવું જોઇએ. ઇસ્લામના જુદા જુદા ફિરકાવાળાઓ વચ્ચે જે મતભેદ છે તે માત્ર ભિન્ન ભિન્ન પ્રકારની માન્યતા (એતેકાદ) નેજ આભારી છે. આ વિષયમાં સૌથી સરસ ઉપાય તો એજ છે કે "લકુમ દિનકુમ વલેયદીન"ના પવિત્ર સુત્રને દરેકે અનુસરવું જોઇએ. અલબત દરેકને પોતાના વિચારો પ્રદર્શિત કરવાનો હક છે. પણ તેમાં એવી રીતે કામ લેવું જોઇએ કે આપણા વિચારો દર્શાવાય. અને સામાની લાગણી દુઃખાય નહિ. તેમજ એક બીજાના અકીદા (શ્રદ્ધાઓ) વિષે

વિવેચન કરતાં સભ્યતાથી કામ લેવું જોઇએ. અને તેમાં પણ મુખ્યત્વે કરીને અરસપરસના મહાત્માઓને માનસુચક શબ્દોથી સંબોધવા જોઇએ. આ પ્રમાણે વર્તવાથી જોકે એક બીજાના અકીદાતો બદલાશે નહિ, તોપણ એટલું તો અવશ્ય થશે કે ધાર્મિક મતભેદના અંગે ઉપસ્થિત થએલો વિખવાદ દુર થઇને ઐક્ય સાધિત થશે. અસ્તુ.



# અનુવાદકની પ્રસ્તાવના.

અરસપરસના નજીવા મતભેદોને લીધે કેટલીકવાર કેવા નહિ ઇચ્છવા જોગ બનાવો બને છે, તેનો ખરેખરો દાખલો આપણને શીયા વહોરા ઝઘડા ઉપરથી મળી આવે છે. આજ સુધી વોહરા કોમ હિંદની બીજી પ્રજાઓમાં ઘણી શાંત અને સુલેહપસંદ ગણાતી હતી. પણ કોણ જાણે એકાએક શું થઈ ગયું કે આજે ચાર વરસ થયાં તેમનામાં જે ઝઘડો ઉત્પન્ન થયો છે, તેનો અંત નહિ આવતાં દિવસે દિવસે તેમાંથી નવા ફણુગા ફુટતા જાય છે. તોપણ હજી એટલું સંતોષ લેવા જેવું છે કે તેમાં માત્ર આંગળીના વેઢા ઉપર ગણી શકાય તેટલા માણસો સંડોવાયલા છે. અને સમસ્ત કોમ પોતાના ધર્મગુરૂ તરફ સંપુર્ણ વફાદાર, અને જાંનિસાર છે. ઉભય પક્ષમાં ન્યાય કઇ બાજુએ છે તેનો નિર્ણય વાંચકો માત્ર આટલા ઉપરથીજ કરી શકશે. દીર્ઘદૃષ્ટિથી જોતાં આમાં "સત્યમેવ જયતે" નું રહસ્ય સત્ય પુરવાર થતું જણાય છે. આ ઝઘડાનો પ્રારંભ ઘણી ક્ષુલ્લક વાતથી થયો હતો. અને તે મુખ્યત્વે કરીને અમુક વ્યક્તિઓ વચ્ચેના અંદર અંદરના ઝઘડાને આભારી ગણાય છે. શરૂઆતમાં મુંબાઇના એક દૈનિક વર્તમાનપત્રમાં એક ચર્ચાપત્રીનો લેખ છપાયો, કે જેનાથી વોહરા લોકોની લાગણી દુઃખાઇ. આ કારણથી તેમણે કામધંધો બંધ કરીને હડતાળ પાડી. અને એક મોટા ટોળાના સ્વરૂપમાં પોતાના ધર્મગુરૂ પાસે જઇને દાદ માગી. પણ તેમણે તેમને સમજાવીને પાછા કાઢયા. આ બનાવ બન્યો તેના થોડા દિવસ પછી તેજ દૈનિક વર્તમાનપત્રમાં પાછો તેવો એક બીજો લેખ છપાયો. અને તે પછીતો તેવા લેખો છપાતાજ રહ્યા. તેથી વહોરા લોકોએ પોતાના ધર્મગુરૂ પાસે જઇને ન્યાય માગ્યો. તેમની ધાર્મિક લાગણી આ પ્રમાણે ઉશ્કેરાયલી જોઇને તેમના ધર્મગુરૂએ અમુક વ્યકિતઓને જમાતથી ખારિજ કરીને તેમના સલામ બંધ કર્યા. ત્યાર પછી મુલ્લાં રહેમતઅલી નામના વહોરાએ વહોરાઓના વડા ધર્મગુરૂ વિરૂદ્ધ કેટલાક બદનક્ષી ભરેલા પેંફ્લેટો છપાવ્યા. તેથી તેની સામે કોર્ટમાં ફરીઆદ દાખલ કરવામાં આવી. અને જ્યારે તેના ઉપર મૂકાયલો આરોપ પૂરવાર થયો ત્યારે તેણે મુલ્લાં સાહેબે રચેલી "ઝોનુરિલ હકકિલ મુબીન" નામની દાઉદી વહોરા કોમની ધાર્મિક કિતાબ કોર્ટમાં રજુ કરી. અને જાહેર કર્યું કે આમાં સુન્નત જમાઅત ઉપર અયોગ્ય હુમલા કરવામાં આવેલા છે. આ ઉપરથી જણાય છે કે વોહરા કોમમાં

જે બે પક્ષ પડી ગયા છે, તેમાંનો એક કે જે પોતાના ધર્મગુરૂની વિરૂદ્ધ છે, તેણે પોતાના સઘળા પ્રયત્નો નિષ્ફળ થતા જોઇને આ ઝઘડો સુન્ની મુસલમાનોને ગળે બોલવી દીધો. અને બન્નેને લડાવી મારવાનો પ્રયત્ન કર્યો. ત્યાર પછી વલીમહમદ ઇસ્માઇલ સુરૈયાના નામથી હિંદુસ્થાનના કેટલાક ઉર્દુ, અને મુંબાઇ ઇલાકાના કેટલાક ગુજરાતી વર્તમાનપત્રોમાં "ઝો નુરિલ હકકિલ મુબીન વિરૂદ્ધ" એક લાંબો લેખ છપાયો કે જેમાં સુન્ની મુસલમાનભાઈઓને ઉકત પુસ્તકના કર્તા સામે કાયદેસર પગલાં લેવાની વિનંતી કરવામાં આવી હતી. મજકુર લેખ કોમોપયોગી હોવાથી પત્રકારોએ તેને મફત છાપ્યો એમ કોઇએ એક ક્ષણ માટે પણ માની લેવું જોઇએ નહિ. પણ તેને માટે તેમને યોગ્ય બદલો મળ્યો હતો. એટલુંજ નહિ પણ તેવી રીતે યોગ્ય બદલો મેળવ્યા પછી પણ તેમણે તેને એક જાહેરખબર રૂપેજ પ્રગટ કર્યો. અને કેટલાકે તો પ્રગટ સરખો પણ કર્યો નહિ. તેમજ કેટલાક પત્રકારોએ તેમને મોકલવામાં આવેલા લેખનેતો પ્રગટ કર્યો. પણ મી. સુરૈયાની સુચનાનુસાર તેના ઉપર અગ્રલેખ (એડીટોરી અલ) લખીને પોતાનો અભિપ્રાય આપ્યો નહિ. પ્રજા ઉપયોગી લેખો હમેશાં મફત પ્રગટ કરવામાં આવે છે તેમ છતાં મી. સુરૈયા પાસેથી તેમનો લેખ પ્રગટ કરવા બદલ બદલો લેવામાં આવ્યો એ તેમના લેખની લોકપ્રિયતા સાબીત કરી આપે છે. જો પત્રકારો તેમના અભિપ્રાયને મળતા હોત તો તેઓ એક કોમોપયોગી લેખને પોતાના વર્તમાનપત્રોમાં પ્રગટ કરવા બદલ કાંઈપણ બદલો લેત નહિ. કેમકે જેમ મી. સુરૈયા મુસલમાન છે, તેમ તેઓ પણ મુસલમાનજ છે. એટલુંજ નહિ પરંતુ તેઓ પણ સુન્નત જમાઅ-તના પયરવ છે (અનુયાયી) છે. છતાં તેમણે સુન્નીઓની તરફેણમાં લખાયલો લેખ પોતાના વર્તમાનપત્રોમાં છાપવા બદલ પુરતો બદલો લીધો એ નવાઇ જેવુંજ ગણાય. એટલુંજ નહિ પણ તેમાં કાંઈ ભેદ રહેલો હોવાની શંકા રહે છે. આ પ્રમાણે બદલો લેવાનું શું કારણ હશે તે સમજી શકાય તેમ નથી. કદાચ તેઓ મી. સુરૈયાના અભિપ્રાયને મળતા નહિ હોય. અને તે કાર-ણથીજ કદાચ તેમણે બદલો લઇને તેમના લેખને જાહેરખબર રૂપે પ્રગટ કર્યો હોય તો તે સંભવીત છે. આ પ્રમાણે બદલો લઈને પણ કેટલાક પત્રકારોએ તેમનો લેખ નથી છાપ્યો એ વાતથી ઉપર્યુકત શંકાને વધારે પુષ્ટિ મળે છે. તેમજ કેટલાક પત્રકારોએ એકવાર લેખ પ્રગટ કર્યા પછી તેમાં પોતાની ભૂલ થએલી સમજીને બીજાજ અંકમાં પોતાની ભૂલ સુધારી છે તે ઉપરથી એવું કહી શકાય કે જો તેમને લેખમાં ચર્ચાયલા મુદ્દાઓની

સત્યતા વિષે કાંઇપણ શંકા ન હોત તો તેઓ આ પ્રમાણે પોતાની ભૂલ થએલી કદી પણ ગણત નહિ. તદુપરાંત જે જે વર્તમાનપત્રોને લેખ મોકલવાનો હતો, તે સર્વેને લેખની એક એક નકલ બદલાની રકમ સાથે મોકલ્યા પછી લગભગ પાંચ મહિને જ્યારે કેટલાક પત્રકારોએ ઉકત લેખને પ્રગટ કર્યો નહિ, ત્યારે મી. સુરૈયાએ એક પત્રકારને પત્ર લખીને પત્રકારોની તેવી વર્તણુંક માટે સખ્ત ઠપકો આપ્યો છે. એટલુંજ નહિ પણ તેમના ઉપર સખ્ત શબ્દોમાં ટીકા કરી છે. આ ઉપરથી પણ તેમના લેખની પત્રકારોએ કેવી કદર કરી તે જણાઈ આવે છે. વળી સૌથી વિશેષ નવાઈ જેવી વાતતો એ છે કે તેમને પોતાનો લેખ વર્તમાનપત્રોમાં છપાવવા માટે પ્રસંગોપાત યુકિત પ્રયુકિત પણ કરવી પડી છે. અને અસત્યવાદ પણ કરવો પડયો છે. આ વિષયને લગતો એક આબેહુબ દાખલો "અશશમ્સ" નામનો રિસાલો આપણને પૂરો પાડે છે. તેને લેખ મોકલતી વખતે મોકલનારે પોતે ઇશનાઅસરી હોવાનો ઇકરાર કર્યો હતો. અને તેમના તેવા ઇકરાર ઉપર વિશ્વાસ રાખીનેજ તેમનો લેખ પ્રગટ કરવામાં આવ્યો હતો.' પણ જ્યારે ભેદનો સ્ફોટ થયો, અર્થાત પોગળ ફુડી ગયું, ત્યારે અધિપતીએ પોતાની ભૂલ થએલી હોવાનો ઇકરાર કરીને મજકુર લેખ પોતાના રિસાલામાં પ્રગટ કરવા માટે ખેદ દર્શાવ્યો. આ વિષયને લગતી હકીકત "શમીમતુલ ઇખલાસ" નામક આ રિસાલામ વાંચકવૃંદના જોવામાં આવશે. અને તેઓ પણ સમજી શકશે કે સદરહુ લેખ છપાવવા માટે કેવી કેવી ગોઠવણો કરવામાં આવી હતી. વળી સદરહુ લેખ કોણે લખ્યો, કોણે લખાવ્યો, અને વર્તમાનપત્રના માલીકોને બદલો કોણે આપ્યો એ સઘળી ભેદ ભરેલી છુપી વાતો ઉપર એક જાણકાર અનુભવીએ સારો પ્રકાશ પાડયો છે. અને તે વિષે તેને જે અનુભવ મળ્યો છે, તે તેણે મુંબાઇના "મુફીદેરોઝગાર" નામક એક ઉર્દુ વર્તમાનપત્રમાં "આખીર તસ્તઅઝબામ હો ગયા"ના શિર્ષક તળે એક લેખ લખીને લોકોને તે છુપી વાતથી માહીતગાર કર્યાં છે. સદરહુ માણસ સઘળા ભેદનો માહીતગાર છે, એમ તેના લેખ ઉપરથી જોઇ શકાય છે. તે તો સ્પષ્ટ શબ્દોમાં કહે છે કે મજકુર લેખ લખવા, લખાવવા, અને છપાવવામાં ચોકસ શ્રીમંત વહોરા ગૃહસ્થોનોજ હાથ છે. અને જ્યારે તે પોતે પણ તેમની સાથે લાંબા સમય સુધી સામીલ હતો, ત્યારે તેની વાત સાચી માનવામાં શંકા જેવું કાંઈ પણ રહેતું નથી. તેના કહેવા ઉપરથી તો એજ વાત સિદ્ધ થાય છે કે શીયા--સુન્નીઓને લડાવી મારવા અને શીયા લોકોના ધર્મ

ગુરૂને સંકટમાં લાવવા માટે તેમના વિરોધીઓએ તેવી એક યુક્તિ રચી હતી. અત્યાર સુધીમાં જે જે મુદ્દાઓ ચર્ચાયા છે, તે ઉપરથી એજ સાર નિકળે છે કે "ઝો નુરિલ હકકિલ મુબીન"ની વિરૂદ્ધમાં જે લેખ પ્રગટ થયા છે, તે કાંઈ સુન્નીભાઈઓ તરફની લાગણીને લીધે પ્રગટ કરાવવામાં આવ્યા નથી. પણ લેખક તરફની વિરૂદ્ધતાને લીધેજ પ્રગટ કરાવવામાં આવ્યા છે. એટલુંજ નહિ પણ તેમાં કેટલેક ઠેકાણે ભૂલો થએલી જોવામાં આવે છે. પછી તે જાણી જોઈને કરેલી હોય કે ગફલતથી થએલી હોય તે તો ખુદા જાણે. તદુપરાંત અસલ અરબ્બી કિતાબ ઉપરથી નમુના રૂપે જે ઉતારા લેવામાં આવ્યા છે, તેમાં પણ ઈબારતની અખંડતાનો કાંઇ પણ ખ્યાલ રાખવામાં આવ્યો નથી. તેમજ કેટલાક ખાસ મુદ્દાના વાક્યોનો તરજુમો કરવામાં આવ્યો નથી. આ ઉપરથી પણ જણાય છે કે મજકુર લેખ લખાવનારનો હેતુ ગમે તેમ કરીને શીયા--સુન્નીઓને લડાવી મારવાનો હોવો જોઇએ. સદરહુ લેખમાં એક સ્થળે ઝો નુરિલ હકકિલ મુબીનના કર્તા ઉપર એવો પણ આક્ષેપ મૂકવામાં આવ્યો છે કે તેમણે પોતાના મજકુર પુસ્તકમાં સુન્નીઓની સાથે શીયા લોકોને પણ કાફર અને દોઝખી કહ્યા છે. અને આવો એક કલ્પિત આરોપ પુરવાર કરવા માટે લેખ લખનારે અસલ અરબ્બી કિતાબના કેટલાક વાક્યો પડતા મૂક્યા છે. અને તે એવા હેતુથી કે પોતે જે કહેવા માગે છે તે સાબીત થાય. આ પ્રમાણે શીયા લોકોને પોતાના ધર્મગુરૂ વિરૂદ્ધ ઉશ્કેરવાની જે કોશીશ કરવામાં આવી છે; તે ઉપરથી એવી શંકા ઉત્પન થાય છે કે વોહરા કોમમાં ફાટફુટ પડાવવા માટે વિરોધીઓએ આવી યુક્તિ કરેલી હોવી જોઇએ. કદાચ તેઓ એમ સમજતા હશે કે આ પ્રમાણે લખવાથી માત્ર ગણત્રીના વહોરા સિવાય જે આખી કોમ પોતાના ધર્મગુરૂના પક્ષમાં છે, તેઓમાં ફાટફુટ પડી જશે. અને તેઓ પોતાના ધર્મગુરૂનો પક્ષ મૂકી દેશે. પણ આ પ્રમાણે સમજવામાં તેમણે ગંભીર પ્રકારની ભૂલ કરી છે. એટલુંજ નહિપણ તેઓ પોતાના પ્રયત્નમાં સર્વાંશે નિષ્ફળ ગયા છે. કોમમાં ફાટફુટ પડવાનું તો બાજુએ રહ્યું, પરંતુ કોમના એકપણ માણસે પોતાના ધર્મગુરૂનો પક્ષ તજ્યો નહિ. એટલુંજ નહિ પરંતુ બુરહાનપુરના વિદ્વાન આમીલ સાહેબ જેવા એક વયોવૃધ્ધ ગૃહસ્થ કે જે ગમે તે કારણથી પોતાના ધર્મગુરૂના વિરોધી બન્યા હતા, તેઓ સાહેબ પણ બુદ્ધિપુર્વક પોતાની ભુલ સુધારીને જમાતમાં દાખીલ થયા છે. આ પ્રમાણે દાઉદી વહોરાઓમાં ફાટફુટ પડાવવાની તેના વિરોધીઓ તરફથી જે કોશીશ કરવામાં આવી છે તે ઉપરથી તેમનું

પોકળ પકડાઈ આવે છે. અને તે ઉપરથી અનુમાન કરી શકાય કે સુન્નીઓના હિમાયતી બનીને તેમણે આકાશ પાતાળ ગજાવી મૂકવાની જે કોશીશ કરી હતી, તે માત્ર નામની હતી. અને તેમનો હેતુ તો કાંઇ જુદોજ હતો. જ્યારે તેઓ કોઈપણ રીતે વહોરા કોમમાં ફાટફુટ પડાવવામાં ન ફાવ્યા, ત્યારે તેમણે પોતાના કાર્યમાં સફળ થવા માટે ઉપર પ્રમાણે યુક્તિ રચી કે જે સદંતર નિષ્ફળ ગઈ. ઉપર્યુક્ત આક્ષેપ ઉપરાંત વહોરાઓના ધર્મગુરૂ ઉપર નીચે પ્રમાણે આક્ષેપો મૂકવામાં આવ્યા છે. ૧ તેમણે કિતાબમાં પોતાના વખાણ કર્યા છે. ૨ તૌહિદનો માર્ગ અહેલુલ હકને મળ્યો છે. ૩ સુન્નત જમાઅતને કાફર અને દોઝખીની ઉપમા આપવામાં આવી છે. ૪ લેખકે ઝમાનાના દાઈ હોવાનો દાવો કર્યો છે. ૫ જાફર નહેરવાની નામના એક સુન્ની મહાત્માને બુરા ભલા કહેવામાં આવ્યા છે. ઉપર્યુકત આક્ષેપો કેટલા અંશે સત્ય છે, તેનો આપણે તોલ કરીએ. અને એક પછી એક આક્ષેપને ન્યાયની તુલામાં મૂકીને તેનો તોલ કરીએ. પ્રથમ આક્ષેપ કેટલા દરજ્જે સત્ય છે તેનો આપણે અસલ કિતાબ ઉપરથી નિર્ણય કરી શકીએ છીએ. મુળ પુસ્તકનું નિરિક્ષણ કરતાં તેના પ્રારંભમાં આ શબ્દો જોવામાં આવે છે. “હું મુક્તિ મેળવનાર મોમિનોના આકાઓ (બુઝુર્ગો) નો બન્દો, અને દરેક વખતે આલે મહમદની મદદ ઉપર ભરોસો રાખનાર છું ............હું તમને પરવરદિગારે આલમની તૌહિદ, અને તેના ઓલીયા (હિદાયત કરનાર) તેમજ તેના દાઇઓની પેરવી તરફ બોલાવું છું............અને હું મુશરિક નથી. બેશક મારી નમાઝ, મારી પરહેઝગારી, અને મારૂં મરવું જીવવું ખુદાતાલાને માટેજ છે કે જેનો કોઈ શરીક નથી.” આ વાક્યો ઉપરથી એક બાળક પણ સહેલાઇથી સમજી શકશે કે લેખકે પોતાના વખાણ કર્યા છે, કે પોતાની ખાકસારી દર્શાવી છે? અલબત જો તેમાં પોતાના અકીદાને લગતું કંઈ હોય તે અસંભવિત નથી. અને જો તેમ હોય તો કોઇએ વાંધો ઉઠાવવા જેવું નથી. કેમકે દરેકને પોતાનો અકીદો જાહેર કરવાનો હક છે. અફસોસ કે એતેરાઝ કરનારાઓ આવા ખુલ્લા શબ્દો પણ સમજી ન શકયા. સમજી ન શકયા તે એટલા ઉપરથીજ કહેવું પડે છેકે તેમણે ઉપર બતાવેલા સ્પષ્ટ(ખુલ્લા)શબ્દોનો અવળો અથવા ભળતો અર્થ કરીને અર્થનો અનર્થ કર્યો છે. તેમ છતાં જો તેઓ તેને સમજવાનો દાવો કરતા હોય તો તે ઉપરથી એજ સાર નિકળે છે કે ઉપર્યુક્ત લખાણનો ભાવાર્થ તેઓ સમજતા હોવા છતાં ગમે તે કારણથી તેમણે અર્થનો અનર્થ કર્યો છે. તદ્દુપરાંત તેમણે વહોરાઓના

ધર્મગુરૂ ઉપર એવો પણ આક્ષેપ મૂક્યો છે, કે તેમણે ખુદાતાલાના તખ્ત ઉપર તેની બરાબર બેસવાનો દાવો કર્યો છે. ખરેખર આ આક્ષેપ હસવા સરખો છે. જે શખ્સ પોતાને મુક્તિ મેળવનાર બંદાઓના આકાઓનો બન્દો સમજે. અને આલેમહમદની ઇમદાદ ઉપર ભરોસો રાખે તે ખુદા-તાલાની પાસે બેસવાનો દાવો કેમ કરી શકે ? ખરેખર, આ વાત એવી છે કે જે કોઈ મુર્ખના માનવામાં પણ આવે નહિ. બીજો આક્ષેપ તૌહિ-દનો રસ્તો અહેલુલહકને મળવા વિષે છે. આ અકાયદની વાત છે. અને તેવો દાવો ઇસ્લામના પ્રત્યેક ફિરકાના અનુયાયીઓ કરે છે. દરેક ફિરકા-વાળાઓ પોતાને અહેલુલહક એટલે સત્ય માર્ગ ઉપર ચાલનારા સમજે છે. અને તેજ પ્રમાણે વહોરા લોકો પણ સમજતા હોય તો તેમણે ખોટું શું કર્યું ? કાંઇ તેઓ બીજાઓને તે વાત માનવાનો આગ્રહ કરતા નથી, બીજાઓની પેઠે તેમની પણ આ એક માન્યતા છે. તેથી જો તેમની આવી માન્યતા સામે વાંધો ઉઠાવવામાં આવે તો બીજા ફીરકાઓની તેવી માન્યતા સામે પણ વાંધો ઉઠાવવો જોઇએ. આતો જનસમુહને પોતાની ઇચ્છા અનુ-સાર ચલાવવા જેવું, અને કુદરતી કાનુનનો ભંગ કરવા જેવું થયું. દરેક માણસને પોતાની ઇચ્છાઅનુસાર ચાલવાનો હક છે. તેથી જો કોઈ માણસ પોતાને મહાન્ સમ્રાટ તરીકે સમજતો હોય તો તેમાં બીજાઓને શું ? અથવા તેણે બીજાઓનું શું બગાડયું ? જો તે રાજા પણ હશે તો પોતાના ઘરનો તેમાં બીજાઓને શું ? અને તેજ પ્રમાણે ઉપર્યુક્ત દાવા વિષે પણ સમજવું. આવી બારીક બાબતોમાં વિવાદ કરવાથી નકામો કજીઓ થાય છે. તેથી સમજુ માણસોએ સમજીને "લકુમ દિન્ કુમ વલેયદીન" ના સુત્રને અનુસરવું જોઇએ. ત્રીજો આરોપ સુન્નત જમાઅત ઉપર અસત્ય આક્ષેપ મૂકવાને લગતો છે. અને તેમાં એવું કહેવામાં આવ્યું છે કે અહેલે સુન્નત વલ જમાઅતને કાફર અને દોઝખીની ઉપમા આપવામાં આવી છે. પરંતુ મુળ અરબ્બી પુસ્તકમાં "અહેલે સુન્નત વલ જમાઅત" એવા શબ્દો જોવામાં આવતા નથી. પણ તેને બદલે "અહેલુલ જમાઅતે વસ્સુ-ન્નેહ" એવા શબ્દો જોવામાં આવે છે કે જે સુન્નત જમાઅતને ભાગ્યેજ લાગુ પાડી શકાય. આજ સુધી અહેલે સુન્નત વલ જમાઅતને કોઇએ પણ "અહેલુલ જમાઅતે વસ્સુન્નેહ" ની ઉપમા આપી નથી. અને જ્યારે વાત આ પ્રમાણે છે, ત્યારે નક્કી કેમ કહી શકાય કે તેવો આક્ષેપ સુન્નીઓ ઉપરજ મૂકવામાં આવ્યો છે ? ઉપર્યુક્ત શબ્દોનો ખુલ્લો અર્થ આ પ્રમાણે થાય છે. "તે બધા જમાઅત અને સુન્નતના લોકો છે. એટલે ખુદા અને

તેના રસુલની પેરવી કરનાર. રસુલે ખુદાની સુન્નત ઉપર ચાલનાર." ગમે તેમ હોય પણ મુળ અરબ્બી પુસ્તકમાં આ સંબંધમાં જે શબ્દો પ્રયોગ કરવામાં આવ્યા છે, તે ઉપરથી ભાગ્યેજ કહી શકાય કે લેખકે સુન્નત જમાઅત ઉપર તેવો આક્ષેપ મૂક્યો છે. કેમકે તેમાં તે વિષે સ્પષ્ટ કાંઇપણ લખવામાં આવ્યું નથી. ખરી રીતે જોતાં આવી વાતોનો નિકાલ આ પ્રમાણે લેખો લખવાથી, અથવા પ્રોટેસ્ટ સભાઓ બોલાવવાથી થઇ શકતો નથી. બલ્કે તેનાથી લોક લાગણી ઉશ્કેરાવાનો, અને માંહોમાંહે કુસંપ થવાનો ભય રહે છે. આવી વાતોનો નિકાલ અરસપરસ મિત્રાચારીભરી મુલાકાતથીજ થઇ શકે છે. અલબત તેવો આક્ષેપ કોઇપણ રીતે વાજબી ગણાય નહિ. પણ અહિંઆં તો એ જોવાનું છે કે તેવો આક્ષેપ મૂકવામાં આવ્યો છે કે કેમ? અને વોહરાઓના ધર્મગુરૂએ રચેલા પુસ્તકથી પુરવાર થાય છે કે કેમ? ઉક્ત આક્ષેપ એક રીતે સત્ય નહિ માનવાનું એક કારણ એ પણ છે કે ઝો નુરિલ હકકીલ મુબીન સામે એતેરાઝ કરનારાઓએ પોતાનો લેખ છપાવવામાં અનેક યુક્તિઓ કરી છે, કે જે વિષે આગળ લખાઇ ગયું છે. તેમજ સુન્નીઓની સાથે તેમણે શીયા લોકોમાં પણ ફાટફુટ પડાવવાનો પ્રયત્ન કર્યો છે. જો તેમણે શીયા લોકોમાં ફાટફુટ પડાવવાનો પ્રયત્ન નહિ કરતાં સુન્નીઓ તરફની લાગણીને લીધેજ પોતાની હિલચાલ ચલાવી હોતતો તેમને "**ક્યા સુન્ની ક્યા શીયા**" એવા શબ્દો લખવાની કાંઇપણ અગત્ય ન હતી. કેમકે તે અનિશ્ચિત છે. એટલુંજ નહિ પણ તેમાં શીયા—સુન્ની બન્નેનો ઉલ્લેખ કરેલો હોવાથી એક પણ વાતનો નિર્ણય થતો નથી. તેથી તેમના કથનની સત્યતા વિષે શંકા રહે છે. જો તેમણે શુદ્ધ ભાવથી, અને સુન્નીઓ તરફની લાગણીને લીધેજ તેવી હિલચાલ કરી હોત તો તેમને એક ખરી બીના વર્તમાનપત્રોમાં છપાવવા માટે યુક્તિ પ્રયુક્તિ કરવાની કે પત્રકારોને બદલો આપવાની કાંઈ પણ જરૂર પડત નહિ. તેમણે ઇસ્લામની સેવા બજાવવાનું જે મહદ કાર્ય માથે લીધું છે તે બદલ તેમને ધન્યવાદ ઘટે છે. પણ તેમણે જે સેવા બજાવવાનું કાર્ય પોતાને માથે લીધું છે તે એવા પ્રકારનું છે કે જેમાં ઇસ્લામના બે ફિરકાંઓ વચ્ચે સલાહ સંપને બદલે કુસંપ ઉત્પન્ન થાય. અર્થાત તેમની સેવા ઇસ્લામને લાભ કરવાને બદલે નુકશાન કરવા જેવી છે. જો તેમને ઇસ્લામની કાંઇ સેવાજ બજાવવી હતી તો તેમણે ઘરબ્હારના દાખલા પણ જોવા જોઇતા હતા. જો તેમણે તે પ્રમાણે કર્યું હોત તો તેમને અનેક દાખલાઓ મળી આવત કે જેમાં વિધર્મીઓએ માત્ર ઇસ્લામના અમુક

ફિરકા ઉપરજ નહિ પણ સમસ્ત ઇસ્લામીઓ ઉપર ઘણા અયોગ્ય હુમલા કર્યા છે. એટલુંજ નહિ પણ અમારા રસુલે મકબુલ સ. અ. વ. ઉપર પણ ન છાજતા હુમલા કર્યા છે. જો તેમણે આ પ્રકારના ઉદાહરણો અવલોકયા હોત તો તેમને પણ જણાઇ આવત કે તેમનો દાવો કેટલા અંશે ખરો છે? ઇસાઇઓ અને આર્યસમાજીઓએ આપણા ધર્મ ઉપર કાંઇ ઓછા હુમલા કર્યા છે? તેમજ સત્યાર્થપ્રકાશ, તરકે ઇસ્લામ, અને તેવાજ બીજા પુસ્તકોમાં આપણા પવિત્ર ધર્મને માટે કાંઈ ઓછું લખાયું છે? આ તો પારકા ધર્મવાળાઓની વાત થઇ. પણ ખુદ ઇસ્લામના જુદા જુદા ફિરકાના અનુયાયીઓએ એક બીજાને માટે કાંઇ થોડું લખ્યું છે? અરે એટલુંજ નહિ પણ મીરઝા ગુલામઅહેમદ કાદીયાનીએ સુન્નત જમાઅતને માટે કાંઇ થોડું લખ્યું છે? ખરેખર તેણે સુન્નત જમાઅત ઉપર જે ખુલ્લા શબ્દોમાં હુમલા કર્યા છે, તેવા અયોગ્ય શબ્દો બીજાઓને ભાગ્યેજ મળ્યા હશે. સુન્નત જમાઅતવાળાઓએ પણ મીરઝાના દાવાનો રદીયો યોગ્ય રીતે આપ્યો છે. આવા બનાવો મુખ્યત્વે કરીને જુદાજુદા અકીદાઓને લીધેજ બને છે. જુદા જુદા અકીદાવાળાઓ પોતપોતાના અકીદાને લગતા પુસ્તકો લખે છે. અને તેમાં પોતાની સચ્ચાઈ બતાવવા માટે સામાવાળાના અકીદાઓ ઉપર આક્ષેપો મુકે છે તેનો જવાબ તેમને પણ તેજીજ રીતે મળી રહે છે. અર્થાત તેમની કિતાબના જવાબમાં સામાવાળાઓ પણ પોતાના અકીદાને લગતી કિતાબ છપાવી તેમની માન્યતાનું ખંડન કરે છે. અને લગભગ આવોજ વહેવાર સઘળા ફિરકાઓ વચ્ચે ચાલી રહ્યો છે. આ એક અકીદાનો સવાલ છે. તેથી જો સામા માણસની ભુલ થતી હોય તો મજબુત દલીલો વડે તેની ભુલ બતાવી આપવી જોઇએ પણ તે વિષે જે કાંઈ લખવા બોલવામાં આવે તેમાં સભ્યતાથી કામ લેવું જોઇએ, અને સામા માણસની લાગણી દુ:ખાય, અથવા કોમમાં ઉશ્કેરણી ફેલાય તેવું કાંઈ પણ તેમાં હોવું ન જોઇએ, તેમજ અરસપરસના મહાન પુરૂષોને માનસુચક શબ્દોથી સંબોધવા જોઇએ. આ પ્રમાણે વર્તવાથી વિખવાદ વધવાને બદલે એકદીલી થશે. જુદા જુદા ફીરકાઓ વચ્ચે મતભેદ ન હોત તો આ પ્રમાણે ફિરકાઓ થવાનું કાંઇ પણ કારણ નહોતું. એટલુંજ નહિ પણ સમસ્ત ઇસ્લામીઓ આ પ્રમાણે જુદા જુદા ફિરકાઓમાં વહેંચાઈ જવાને બદલે એકજ ફિરકાના અનુયાયી હોત. પણ ધાર્મિક મતભેદને લીધેજ ફિરકાઓ પડી ગયા છે. તેથી જ્યાંસુધી જુદા જુદા ફિરકાઓ ચાલુ રહેશે ત્યાં સુધી મતભેદ પણ કાયમ રહેશે. અને જ્યાં સુધી મતભેદ ચાલુ રહેશે ત્યાં સુધી એક બીજાના

એતેકાદ ઉપર ટીકા કરવાનો વહેવાર પણ ચાલુ રહેશે. જુદા જુદા ફિરકા-વાળાઓ વચ્ચે ધાર્મિક મતભેદના અંગે ઝઘડો લાંબા સમયથી ચાલી રહ્યો છે, અને અરસપરસની વિરૂદ્ધતામાં ઘણું લખાયું બોલાયું છે. તેમાં જેનો લાગ ફાવ્યો તેણે સામાવાળાઓના અકીદાઓ ઉપર ટીકા કરવામાં મણા રાખી નથી. અરે એટલુંજ નહિ પણ પ્રસંગોપાત અરસપરસને કાફર શબ્દથી યાદ કરવામાં આવ્યા છે, અને તેવું પુસ્તકોમાં પણ ચોખા અક્ષરે લખાયું છે. અને તેમાં મહાન સમર્થ વિદ્વાનોને પણ બાકી રાખ્યા નથી. તેથી જો તેમાંનું એકાદ પુસ્તક જપ્ત થાય તો તેના જેવાજ બીજાં પુસ્તકો પણ જપ્ત થવાં જોઇએ. અને જો આ પ્રમાણે ફિરકાવાર અકીદાઓને લગતાં સઘળાં પુસ્તકો જપ્ત થાય તો પછી રહ્યુંજ શું ? માટે આવી બાબતોમાં વધુ સલાહકારક તો એજ છે કે જેમ બને તેમ શાંતિથી કામ લેવું જોઇએ, અને સહનશીલતા રાખવી જોઇએ. ચોથો આક્ષેપ વહોરાઓના ધર્મગુરૂ પોતાને ઝમાનાના દાઈ કહે છે તેને લગતો છે. આ પણ અકીદાને લગતો સવાલ છે, અને તે વહોરાઓને ખિતાબ કરીને લખવામાં આવ્યો છે, અને તેના સંબંધમાં જે કાંઇ લખવામાં આવ્યું છે તે માત્ર વહોરાઓનેજ લાગુ પડતું હોવાથી તે વિષે બીજાઓને કાંઈ પણ લેવાદેવા નથી. બારીક રીતે જોતાં આ પ્રકારના દાવા અનેક માણસોએ કરેલા છે. એટલુંજ નહિ પણ દાઉદી વહોરા કોમમાં તો “દાઇ”નો ઓહ્દો વંશપરંપરાનો છે. મજકુર શબ્દનો અર્થ બોલાવનાર થાય છે. તેથી તેવો ઓહ્દો ધરાવનાર વ્યક્તિ પોતાના અનુયાયીઓને પોતાના ધર્મનું શિક્ષણ આપે છે. આ એક અકીદાનો સવાલ હોવાથી બીજાઓએ તેમાં માથું મારવા જેવું નથી. પાંચમો આક્ષેપ સુન્નત જમાઅતના એક બુઝુર્ગ હઝરત જાફર નહેરવાનીને બુરા ભલા કહેવાને લગતો છે. જો આ વાત ખરી હોય તો અલબત તે કોઇપણ રીતે યોગ્ય કહેવાય નહિ. તોપણ મુળ પુસ્તકના લખાણ ઉપરથી જણાય છે કે મજકુર ઇબારત ઝો નુરિલ હકકીલ મુબીનના કર્તાને હાથે લખાયલી નથી. પણ તે અહેમદ-અલી હમીદુદ્દીનની કિતાબ ઉપરથી ઉતારી લેવામાં આવી છે. (જુઓ ઝો નુરિલ હકકિલ મુબીન પૃષ્ઠ ૧૬૧–૧૬૨) તેથી તેને માટે ખરા જોખમ-દાર અહેમદઅલી હમીદુદ્દીનજ ગણાય.

ઇસ્લામના એક ફિરકામાં આ પ્રમાણે કુસંપ ઉત્પન્ન થએલો જોઇને ઇસ્લામી ઐક્યતાના ચાહક, અને તેના શુભેચ્છકોને ખેદ થાય એ સ્વાભા-વિક છે. અને તેજ પ્રમાણે હું પણ ઇસ્લામી ઐક્યતાનો ચાહક હોવાથી

વહોરા કોમમાં ઝઘડો ઉત્પન્ન થએલો જોઇને મને ઘણો ખેદ થયો. એટલુંજ નહિ પણ જ્યારે તે ઝઘડો સુન્નીભાઇઓના ગળામાં પહેરાવી દેવામાં આવ્યો, ત્યારે તો મને પારાવાર દુઃખ થયું. અને અરસપરસ કુસંપ થતો અટકાવવા માટે હું આતુર થયો. પરંતુ જ્યાંસુધી પુરેપુરી હકીકત જાણુવામાં ન આવે ત્યાંસુધી મૂગા બેસી રહેવાનો મેં નિશ્ચય કર્યો. કેમકે જો પુરતી માહીતી વિના કાંઇ પણ લખવામાં આવે તો પરિણામે ઝઘડો ઓછો થવાને બદલે વધવાનો ભય હતો. થોડા દિવસ પછી મુશીદેરોઝગારમાં તત્સંબંધે એક લેખ મારા વાંચવામાં આવ્યો. અને તે ઉપર ધોરણ બાંધીને મુંબાઇના "કયસરે હિંદ" નામક સાપ્તાહિક વર્તમાનપત્રમાં બન્ને પક્ષોને શિખામણ આપનારા કેટલાક લેખો "એક નિષ્પક્ષપાતી ઇસ્લામી" ની સંજ્ઞાથી મેં પ્રગટ કરાવ્યા. અને ત્યારપછી ઉપર્યુક્ત ઝઘડામાં સમાયલા રહસ્યના સત્યાસત્યનું સંશોધન કરતો રહ્યો. છેવટે મારી અભિલાષા સફળ થઈ. અને કોડાજહાનાબાદ નિવાસી સૈયદ અબ્દુલઅઝીઝ તિરમીઝી કૃત "શમીમતુલ ઇખલાસ" નામક એક નાનકડું ઉર્દુ પુસ્તક મારા વાંચવામાં આવ્યું. ઉક્ત પુસ્તક પહેલેથી છેલ્લે સુધી વાંચી ગયા પછી મને તે નિષ્પક્ષપાતપણાથી લખાયલું જણાયું. વળી તે હનફી તરીકાના એક સુન્ની ભાઇ દ્વારા પ્રગટ થએલું હોવાથી લેખક મહાશય ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખીને ઝઘડો આગળ વધતો અટકાવવા માટે, અને ઉભય પક્ષો વચ્ચે ઐકયતા સાધિત કરવાના ઉદ્દેશથી મેં ઉપર્યુક્ત પુસ્તકનો ગુજરાતી ભાષામાં ભાષાંતર કરવાનો નિશ્ચય કર્યો, કે જેથી ઉર્દુ નહિ જાણનારા મુસલમાનભાઇઓ પણ તેના વાંચનનો લાભ લઇ શકે. અને પુરો વિચાર કર્યા પછી મેં મારો નિશ્ચય અમલમાં મૂકયો. આ પુસ્તક પ્રગટ કરવામાં મારો હેતુ કોઇનો પણ પક્ષપાત કરવાનો નથી. હું પોતે એક ચુસ્ત સુન્ની છું. એટલુંજ નહિ પણ મેં જુદા જુદા અકાયદોના પુસ્તકો વાંચ્યાં છે અને મારા માટેતો સુન્ની અકાયદોજ સર્વોત્તમ છે એવી મારી દૃઢ માન્યતા છે. તોપણ જુદા જુદા ફિરકાવાળાઓ વચ્ચે ધાર્મિક મતભેદ હોવા છતાં પણ ઐકયતા જળવાઇ રહે એવો મારો આશય છે. અને તેને માટે મેં મારી પબ્લીક કારકીર્દી દરમ્યાન બનતો પ્રયાસ કર્યો છે. હું હમેશાં ઇસ્લામના જુદા જુદા ફિરકાવાળાઓને ઐકયતાની શિખામણ આપતો આવ્યો છું. કેમકે મારા અનુભવ પ્રમાણે મને તેની અગત્ય જણાઈ છે. આ સંબંધમાં મારા વિચારો કેવા છે, તે વાંચકવૃંદ **મારા બે બોલ** પુરેપુરા વાંચેથી યથાર્થ રીતે સમજી શકશે. આ પુસ્તક મેં શુદ્ધ બુદ્ધિ, અને નિષ્પક્ષપાતપણે ઉભય

પક્ષો વચ્ચે ઐક્યતા સાધિત થવાના ઉદ્દેશથી જ લખી છપાવીને પ્રગટ કર્યું છે. તેમ છતાં "ચોરના માથે કાગડો" એ કહેવત પ્રમાણે જો કોઇ માની લે તો તેના વિચારો તેનેજ મુબારક થાય. લેખક તેવા વિચારોથી અને તેવા આક્ષેપોથી સર્વાંશે મુક્ત છે.

આ પુસ્તક મુખ્યત્વે કરીને મુસલમાનભાઇઓનેજ ઉપયોગી હોવાથી તેને ગુજરાતી લીપિ અને ઉર્દુ ભાષામાં પ્રગટ કરવાનો મારો વિચાર હતો. પરંતુ કેટલાક મિત્રોની સલાહ લેતાં તેમણે ઉર્દુ મિશ્રીત ગુજરાતી ભાષામાં તે લખવાનો આગ્રહ કર્યો. તેથી તેમના આગ્રહને માન આપીને મેં આ પુસ્તક ઉર્દુ મિશ્રીત ગુજરાતી ભાષામાં તૈયાર કર્યું છે, અને સાધારણ ગુજરાતી વાંચનાર પણ તેનો લાભ લઇ શકે એટલા માટે ઘણાખરા ઉર્દુ શબ્દો ભાષાંતરમાં કાયમ રાખ્યા છે. એટલું જ નહિ, પણ કેટલેક સ્થળે મુદ્દાનો રહસ્ય અને ભાષા લાલિત્ય જાળવી રાખવાના હેતુથી ઉર્દુ વાક્યો અને શિર્ષક દાખલ કર્યા છે. આખું પુસ્તક માત્ર ત્રણ દિવસમાંજ લખેલું હોવાથી, તેમજ પ્રુફ વાંચવામાં હદ ઉપરાંત ત્વરા રાખવાથી, તેમજ બીજી કેટલીક આકસ્મિક અડચણો આવી પડવાથી અને આ પુસ્તક એક હિંદુ પ્રેસમાં છપાયલું હોવાથી તેમાં ભૂલો રહે એ સ્વાભાવિક છે. અને તેવી કેટલીક ભૂલો મળી આવતાં શુદ્ધિપત્રિકા દ્વારા તેમને સુધારવામાં આવી છે તેમ છતાં નજરચુકને લીધે જે કાંઇ ભૂલ રહી ગએલી હોય તો તે સુધારીને વાંચવાની પાઠકોને વિનંતી છે.

અંતે જે પ્રેમમય પરવરદિગારની કૃપાદૃષ્ટિથી આ નાનકડું પુસ્તક સમાપ્ત કરવાને હું શક્તિમાન થયો છું, તે બદલ તે કરૂણાનિધાનનો અંતઃકરણપુર્વક આભાર માનુંછું. તેમજ "ધર્મવિજય" પ્રેસના માયાળુ શેઠ, અને તેમના કુશળ કાર્યવાહકોએ મારા પ્રત્યે જે માયાળુ લાગણી દેખાડી છે તે બદલ તેમનો આભાર માનીને આ નાનકડું પુસ્તક પ્રિય પાઠકોના કરકમળમાં સાદિત સમર્પણ કરૂં છું.

ખાનપુર, સૈયદવાડા
**અમદાવાદ.**

લી. **મુનશી એચ. ડી.**

# શમીમતુલ ઈખલાસ.

## ઝોનુરિલ હકકિલમુબિન પર એક નજર.

આ કિતાબ દાઉદી વહોરા કોમના પેશવા મુલ્લાં તાહેર સૈફુદીને અરબી ઝબાનમાં લખી છે. અને કોઇ ખાસ મતલબથી પોતાના ઘરના છાપખાનામાં માત્ર એકહજાર જેટલી કોપીઓ છાપવાનો ઇન્તેઝામ કરવામાં આવ્યો છે, અને કિતાબની આખેરીમાં આ ઇબારત લખી છે. "**હાઝા મખસુસતે લિલફિરકતેલદ્દાઉદીયેહ**" અને તેની દરેક કોપી ઉપર લખનારના નામનો સિક્કો મારવામાં આવ્યો છે; પરંતુ સૌથી વિશેષ નવાઇની વાત એ છે જે:—"**બિસ્મીલ્લાહ શરીફ**"ની જગ્યા છાપેલી પ્રતોમાં ખાલી રાખવામાં આવી છે. આ વિષે તપાસ કરતાં જણાયું કે જ્યારે તેની એકાદ નકલ પોતાના એતેકાદવાળા મુરીદને આપવામાં આવે છે, ત્યારે ગ્રંથકર્તા પોતાના હાથે ખાલી જગ્યામાં બિસ્મીલ્લાહ શરીફ લખી આપે છે.

ઇલ્મે અદબના લિહાઝથી આ એક સારી કિતાબ કહી શકાય. કિતાબની શરૂઆતમાં ખુદા જલ્લેશાન, અને સરવરે દો આલમ હઝરત મહમદ મુસ્તુફા સ–અ–વ–ની લ્હટીત તારીફ કુરઆન શરીફની આયતોથી ખુશ અસલુબીની સાથે દાખલ કરી છે, અને સાચા મોહબ્બત ભરેલા શબ્દોથી તેવી તારીફ કરવામાં આવી છે.

## ઝોનુરિલ હકકિલમુબિનની બહસવાળી ઇબારત ઉપર એક નઝર.

પહેલાં તો આ કિતાબ લખવામાં, છપાવવામાં, અને પ્રગટ કરવામાં લેખકે જેટલો અને તેટલો બંદોબસ્ત રાખ્યો છે અને પોતાના ઉસુલ પ્રમાણે મઝહબી તાલિમ અને તલકીન ગુપ્ત રીતે પ્રગટ કરવાની જે કોશિશ કરી છે, તે એટલા માટે કે કોઇ ગેરકોમનો શખ્સ તેને જોવાની તજવીજ ન કરે. અને જ્યારે એમજ છે ત્યારે તેની સામે વાંધો ઉઠાવવાની કે તેના વિષે અભિપ્રાય આપવાની તો વાતજ ક્યાં રહી ?

આ કિતાબનું અરબી ઝબાનમાં પ્રગટ થવું, ઘરના છાપખાનામાં ઘણા બંદોબસ્તની સાથે ઓછી સંખ્યામાં છપાવું, લેખકનું તેને માત્ર દાઉદી વહોરાઓ માટેજ રાખવું, કિતાબ ઉપર લેખકની મોહોર થવી, અને કોઈ ખાસ અકીદાવાળા મુરીદને આપતી વખતે લેખકને પોતાને હાથેજ બિસ્મીલ્લાહ શરીફનું લખાવું, એ એવી બાબતો છે કે જે કોઈ ગેરકોમનો શરીફ, અને ઇન્સાફને ચાહનારો શખ્સ તેને મેળવીને જોવાની હિમ્મત કરી શકે નહિ. પરંતુ જે માણસોએ ઉપર બતાવેલી ખુસુસીયતો જાણવા છતાં તેને મેળવીને એક અખલાકી ગુનોહ કર્યો, અને વધુમાં તેમના એવા ગુપ્ત મઝહબી અકીદાઓ તરફ નહિ છાજતો તિરસ્કાર દર્શાવ્યો, અને મઝહકકા ઉડાવવાને તૈયાર થઈ ગયા, તેમને માટે શું કરવું જોઈએ ? કેમકે તેવા અકીદાઓ તેમની પાસે નતો અમલ કરવાને માટે રજુ કરવામાં આવ્યા હતા, કે નતો તબલેગને માટે દુનિઆમાં ફેલાવવામાં આવ્યા હતા.

માત્ર અમેજ નહિ, બલકે જેટલા સમજદાર લોકો છે, તેઓ અમારા મતને ટેકો આપશે. મશહુર અખબાર "પયગામે સુલેહ" લખે છે કે એક મુરાસેલતથી જણાયું કે કોઈ વલીમહમદ ઇસ્માઈલ નામના ગૃહસ્થ છે, જેમણે કોનુરિલ હકકિલ મુબિનની વિરૂદ્ધ ઉર્દુ અખબારોમાં મઝમુન છપાવીને મુસલમાનોમાં વિરૂદ્ધતાની આગ ભડકાવવા ચાહી છે. પણ મજકુર કિતાબ માત્ર વોહરા ફિરકાને માટેજ લખવામાં આવી છે. અને નતો તે કયાં વેચાય છે. અથવા નતો તે આમ તોરપર બહાર પાડવામાં આવી છે. જો આ વાત સાચી હોય તો સાદીના આ મિસરા ઉપર અમલ થવો જોઈતો હતો. "મોહતસબરા દરૂનખાને ચે કાર." જ્યારે તે એક ખાસ કોમને માટેજ છે, અને આમ તોરપર પ્રગટ કરવામાં આવી નથી, ત્યારે તે વિષે ચર્ચા કરવી, અને તેની વિરૂદ્ધતા અખત્યાર કરવી વાજબી નથી. કેમકે તેનો કાંઈ સારો નતીજો આવી શકે નહિ.

પણ આનાથી વિરૂદ્ધ કેટલાંક એવાં પણ અખબારો, અને રિસાલા છે કે જેઓ શુભેચ્છક તરીકેની નસીહત, અને મિત્ર તરીકેના અભિપ્રાયથી વધુ જુસ્સામાં આવી જઇને, અને ક્રોધ કરીને મઅઝુરતને બદલે આ પ્રમાણે લખે છે.

"એડીટરની ફરજ હતી કે તે મુલ્લાં સાહેબની કિતાબ વિરૂદ્ધ પોતાનો અભિપ્રાય જાહેર કરત, અને કોઈ પણ શખ્સને એવો હક નથી કે તે

ફર્ઝ અદા કરવાથી કોઇને પણ રોકી શકે."

ખેર, આ વાત ઉપરતો અમે ત્યાં સારો પ્રકાશ પાડીશું કે જ્યાં તેને માટે યોગ્ય સ્થાન હશે. પણ સુરૈયા સાહેબે જે બાબતોને ઈસ્લામમાં રખનો પેદા કરનાર, અને તમામ મુસલમાનોની લાગણી દુખાવનાર સાબીત કરવાની કોશિશ કરી છે તેના ઉપર અમે સિલસિલાવાર (અનુક્રમે) વિવાદ (બહસ) કરીએ છીએ. (અસલ કિતાબમાં આવેલી અરબ્બી ઈબારતનો તરજુમો.) "હું મુક્તિ પામનારા મોમિનોના આકાઓનો બંદો અને તાબેદાર છું. દરેક વખતે આલેમહમદની ઇમદાદ અને તાઈદ ઉપર ભરોસો રાખનાર "નસરઅઝીઝ વ ફતહ મુબિન" ની તલબમાં આપણા આકા અને માલિક "અમર સાહબ અસર" જે પોતાના વડિલોની બુઝુર્ગીના વારિસ છે, તેમની તરફ દુઆ અને ઝારી કરનાર અબુમહમદ તાહેર સૈફુદ્દીન ઈબ્ન દાઈ, ઇમામીલ મુત્તકીન સાબેઈલ સબુઅ,, અલસાબેઅ, ઇલ્મુલઅલામ, અલમુફરેદીન, અલમુકદ્દસ ફી આલા ગરફાતલ મુખલેદિન મૌલાના બુરહાનુલ હુદા વાલદિન છું. હું મારાથી પહેલાના હિદાયત કરનારા દાઇયોની પૈરવી કરૂં છું. તેમની રહનુમાઈનો સ્વીકાર કરૂં છું. અને જે દિનના તરફ તે બુઝુર્ગોએ દાવત કરી છે, હું પણ દાવત કરૂં છું. અને જે સાચા માર્ગના તેઓ ચાલનારા હતા, તેજ સાચા માર્ગે હું પણ ચાલનાર છું. હું તમને પરવરદિગારે આલમની તૌહિદની તરફ, અને તેના હિદાયત કરનાર ઓલીઆઓ, અને તેના બુઝુર્ગીવાળા દાઇઓની પૈરવીની તરફ બોલાવું છું. અલબત મારી નમાઝ, મારી પરહેઝ ગારી, અને મારૂં મરવું જીવવું ખુદાતાલાને માટે છે, કે જેનો કોઈ શરીક નથી. અને તેનોજ મને હુકમ આપવામાં આવ્યો છે, અને હું મુસલમાન છું."

ઉપરની ઈબારત સુરૈયા સાહેબે ઘણાખરા અખબારો, અને રિસાલાઓમાં છપાવીને એવો આરોપ મૂક્યો છે કે મજકુર ઈબારતમાં લેખકે પોતાની તારીફ કરી છે. જ્યારે એતેરાઝ કરનારે પોતાના એતેરાઝ ઉપર વિવેચન કર્યું નથી, ત્યારે અમે પણ તે વિષે ચર્ચા કરવાનું નાદુરસ્ત ધારીએ છીએ. અલબત વ્હાલા વાંચકોને એટલી તો અરજ જરૂર કરીએ છીએ કે તેઓ વિરોધીના આ મામુલી નજીવા એતેરાઝ ઉપર ઇન્સાફની નઝરથી જુએ, અને ન્યાય કરે કે મુલ્લાં સાહેબે મજકુર ઈબારતથી પોતાના વખાણ કર્યા છે કે પોતાની ખાકસારી બતાવી છે? અને તે ઉપરાંત તેમણે મહેરબાની કરીને આ શબ્દો ખાસ યાદ રાખવા જોઇએ "અબ્દ

**આલેમહમદ અને મમલુકહુમ અલમોઅતેમદ** " આ અલ્ફાઝો ઉપર અમે હવે પછી વિવેચન કરીશું. ઈન્શાઅલ્લાહોતઆલા.

સુરૈયા સાહેબે ઈબારતમાં ટુકડે ટુકડા કરીને જે વાંધાઓ ઉઠાવ્યા છે, અમે તે ઈબારતોને અસલ કિતાબમાંથી સિલસિલાવાર આ જગ્યાએ ઉતારીએ છીએ, જેથી મતલબ સમજવાનું આસાન થઇ પડે. ૩૩ થી ૩૫. મા પાના સુધીની ઈબારતની નકલનો તરજુમો. "અને અમે બયાન કરીએ છીએ એક ફઝલ કે જે આવી છે **કેટલાક ઉલમાએ મોહદ્દીનથી રિસાલએ નજમુસસાકેબ લિલમોહતદીન વલઅઝાબિલ વાસિબ લિલમોઅતદીન** માં બુલંદ કરે ખુદા તાલા તે આલમની બુઝુર્ગીને મુખલદીનની ગરફાતમાં. ઓ મુસલમાનો ! અને ખુદાના અહદો કસમને અદા કરનારા, નેકકામ કરનારા ભાઇઓ ! આપવામાં આવશે તેમને તેમની કિતાબ તેમની સીધી બાજુથી, ખુદા તમને સારી તોફીક આપે, અને ખરો રસ્તો તમારા માટે ખોલી દે. કેમકે ખરી રીતે જોતાં દીની કામની શરૂઆત ખુદા તાલાની તૌહિદ છે, અને તે આબીદોની તાબેદારીનો છેડો છે, અને મુત્તકીનના ખોફની ગાયત છે, અને ફિરસ્તાઓની ઈબાદત છે, અને ખરી રીતે જોતાં તે તેજ બાબત છે કે જેના તરફ દાવત કરી દરેક **કાયમે.** જેનો દાવો કર્યો, દરેક ઇસ્લામી ફિરકાએ, અને અમે નથી જાણતા કોઈ પણ એકને કે જે પોતાની નજાતને માટે તૌહિદ સિવાય બીજો કોઈ કોલ કહે, અથવા તેવો એતેકાદ રાખે પોતાના ઝાહિરો બાતિનને માટે અને તેઓ તેની શરતો વફા કરનારા નથી. તેમજ નતો તેના હુકુકને અદા કરનારા છે. આ કારણથી માત્ર અહેલે હકના ગિરોહ સિવાય નતો તેમને તેમની તૌહિદ ફાયદો પહોંચાડશે, નતો હિદાયત આની તરફ, અને તેનું વર્ણન આ પ્રમાણે છે. "**નહિ હોતી બન્દેકી તૌહિદ અપને માબુદ કે લિયે બગૈર મારેફત ઉન હુદુદકે જો ઉસકે ઔર ઉસકે દરમ્યાનમેં હય.** " પસ જે મુસલમાનો શાહેદી આપે છે, કલમએ ઇખલાસની, અને તે બધા જમાઅત અને સુન્નતના લોકો છે. ( એટલે ખુદા અને રસુલની પેરવી કરનાર ) અને કલમએ ઈખ્લાસ તે છે કે જેની બાબતમાં રસુલે ખુદા સલ્અમે ફરમાવ્યું કે જે તેને ઈખ્લાસની સાથે કહેશે (પઢશે) દાખિલ થશે જન્નતમાં. અને તે ન કબુલ થશે તેમનાથી, બલ્કે વાપિસ કરવામાં આવશે તેમના ઉપર. કેમકે તેઓ માત્ર રસુલનોજ ઈકરાર કરે છે, અને "**વસી**"**ના મરતબાનો ઇન્કાર કરે છે, કે જે**

**પહેલી હદ છે તેમના પછી.** જો વસીના ઇકિરાર વિના રસુલનો ઇકિરાર કબુલ કરવા લાયક હોત તો, ઝુરૂર રસુલ સલ્અમની શહાદત વિના ખુદાની શહાદત કાફી થઇ પડત. તેથી ઇન્કાર કર્યો છે, ખુદાએ આનોકે કુબુલ કરે શહાદતને તેનાથી કે જેણે જુમલએ હુદુદથી એક હદને છોડી હોય અથવા બુલંદ કરે તેના માટે કોઇ અમલ. અથવા મશકુર કરે તેની ઇબાદત. બલકે બન્દાઓની અદના શહાદત પહેલાં આલા શહાદત મકબુલ થતી નથી, અને તેનો પહેલી હદનો સ્વીકાર તેને કાંઇ પણ ફાયદો પહોંચાડતો નથી. કેમકે તે ઇન્કાર કરે છે, છેલ્લી હદ મુકામેજલીનો, કે જે ખુદાની રસ્સી છે કે જેનો એક છેડો ખુદાના હાથમાં છે, અને એક બનદાઓના હાથમાં છે, અને ખરી રીતે જોતાં આલા અદનાની મારેફત સિવાય નજાત નથી કોઈ પણ એકને માટે. ખુદાતાલાએ ફરમાવ્યું છે કે પકડી રાખો ખુદાની રસ્સી મજબુતીથી, અને જ્યારે જાણી લીધો આ અમરને ઇખતેસાર સાથે, કેમકે આ રિસાલો તવાલતનો મુતહમ્મલ નથી. **પસ અમે કહીએ છીએ કે ખુદાની તે રસ્સી કે જેને ખુદાએ પકડી રાખવાનો હુકમ આપ્યો છે, તેનો એક છેડો તમારા હાથમાં છે, અને તે તમારો ભાઇ, અને તમારા ઇમામોના ગુલામોનો કમતર કે જે બોલાવે છે** તે ઇમામની તરફ, અને હિદાયત કરે છે તેની તરફ, અને બીજો છેડો કે જે ખુદાના હાથમાં છે તે મિન્તેહાએ હુદુદ આલમે નફસ છે, અને તે તમારા રબનો રસુલ છે, જે મોઇદ બરૂહુલકુદુસ છે, જેનો મહેલ આલમે દીનમાં આફતાબનો મહેલ છે, અને તહકીક કે ઝમાનાનો ઇમામ તેના મહેલે દીનમાં મહેલે રસુલ છે. પસ તે પોતાના વખતમાં મિનતહાએ હુદુદે આલમ તબૈયઅ છે, અને આલમે અકુલના શઆઓંના જઝબ હોવાનો મુકામ છે. આ ઉપરથી જે (વહોરા) ગુમાન કરે કે તેની મારેફત નબી અને વસી અને ઇમામના ઝમાના માટે કાફી થશે, ઝમાનાના દાઇની મારેફત સિવાય, તો તે ભટકયો સીધા રસ્તાથી, અને ઉઠાવ્યો અઝાઓ એલને, અને તેની શહાદત ખુદાને માટે નાકબુલ થઇ. કેમકે તેના અસબાબ તમામ હદોથી બહાર છે. "

ઉપરની ઇબારત કે જે સરાસર વાંધાઓના રૂપમાં રજુ કરવામાં આવી છે, તેમાં કોમના શુભેચ્છક સુરૈયા સાહેબે કાંતો જાણી જોઇને, કે કાંતો પોતાની અજ્ઞાનતાના કારણથી ભૂલો કરી છે.

(૧) પહેલાં તેમણે લેખકની ઇબારતના અખંડપણાનો કાંઈ પણ

ખ્યાલ ન કરતાં, પોતાની ઇચ્છાનુસાર તેને તાણી તોડીને રજુ કરી દીધી. આ કારણથી અસલી ઇબારતમાં રખતી ઉપરાંત અજમાલ પણ થઇ ગયો છે, અને જુલમ પર જુલમતો એ કર્યો કે કેટલાક ખાસ જરૂરી, અને અર્થવાળા જુમલાઓને પડતા મૂકયા છે, અને કેટલાકનો તરજુમો કર્યો નથી. આમાં કદાચ એતેરાઝ કરનારા સાહેબની એવી મનશા હોય કે કોઇ પણ. રીતે તેમને અહેલે સુન્નત વલ જમાઅતને ભડકાવવાનો પ્રસંગ મળી જાય એટલુંજ નહિ પણ અહેલે શીયાને પણ ભડકાવવાનો પ્રસંગ મળી આવે એટલા માટે તેમણે મજકુર જુમલાઓને નઝર અન્દાઝ કરી દીધા છે. આ કારણથી તેમના વાંધાઓ પોતાની મેળેજ રદ થઇ જાય છે. જો તે પોતાની પેશ કરેલી ટુટેલી ઇબારતમાંના સિલસિલામાં આ સાથે બતાવેલી અરબી ઇબારતો તરજુમા સાથે દાખલ કરી દેત તો તે કોઇપણ રીતે અહેલે શીયાના મઝહબી જઝબાત ઉશ્કેરી ન શકત. મજકુર અરબી ઇબારતો આ પ્રમાણે છે:–"**વઝાલેકા ઈન્ તૌહિદ અબ્દુલમઅબુદ લાયકુન્ ઇલા બ્ મઅરફતે માબયનેહી વ બયનેહી મિનલ હુદુદ.**" **તરજુમો:–"અને તેનું વર્ણન આ છે કે આ હુદુદની મારેફત વગર કે જે તેના અને આના દરમ્યાનમાં છે બન્દાની તૌહિદ મઅબુદ માટે થતી નથી."** અને "**વ અનકર્ વ મરતબહિલ વસીઇલ લઝી હોવ્ અવ્વલલહુદુદે બાદહી.**" **તરજુમો:–"અને રસુલ પછી જે પહેલી હદ વસીની છે તેનો ઇનકાર કરે છે."**

**ઝહે કરશ્મેકે યું દે રખાહે હમકો ફરેબ,**
**કે બિન પડહે ઇન્હેં સબ કુછ ખબર હય કયા કહીએ.**

૨ અમારા ટીકાકાર સાહેબ જો દીર્ઘ દૃષ્ટિ રાખતા હોત, અને પોતાના ખ્યાલોને એક તરફને બદલે ચોતરફ દોડવાનો તેમણે પ્રસંગ આપ્યો હોત તો તેમને લેખકની કૃતિનો આ પ્રકાશિત પહેલુ પણ નઝર આવી જાતકે "અહેલિલ જમાઅત વ સુન્ને" ની મતલબ તે ખાસ ફિરકા માટે નથી કે જે "અહેલે સુન્નત વલ જમાઅત" ના નામથી મશહુર છે. પરંતુ તેનો ઇસારો આમ મુસલમાનો તરફ છે. સઘળા મુસલમાનો કલમએ ઇખલાસની શાહેદી દેનારા ગણાય છે. અને નહિ કે માત્ર મુસલમાનોની તે ટોળી કે જે સુન્ની કહેવાય છે. આ જગ્યાએ એમ સમજવું કે "અહેલિલ જમાઅત" છે, તે એક ઘણી ખરાબ ભૂલ કરવા જેવું છે. કેમકે પહેલાં તો અમારા ખ્યાલ પ્રમાણે કોઇએ પણ અહેલે સુન્નત વલ જમાઅતને

અહેલિલ જમાઅતે વસ્સુન્નેની ઉપમા આપી નથી. **તે ઉપરાંત જો "કુલ [1] મુસલેમુનલ લઝીના યશહદુના બકલમતેહિલ ઇખલાસ વ હુમ કાફેહી અહેલિલ જમાઅતે વસ્સુન્ને"** નો ઇસારો અહેલે સુન્નત વલ જમાઅતની તરફ માનવામાં આવે તો આ મુબતિદાની ખબર **"અઅની વકલેમ[2] તિલ ઇખલાસ હિલ્લતી કાલ ફીહા રસુલુલ્લાહે સલ્લલ્લાહ અલયહે વ આલેહી ઇનહુ મિન કાલહા મુખલ્સન દખલ-લજન્નતે"** નો અતલાક પણ અહેલે સુન્નત વલ જમાઅત પર થાય કે જેવી લેખકની હરગિઝ મનશા નથી.

જો હવે અમે એતેરાઝ કરનાર સાહેબની દિલજુઈ કરવા અને તેમની હા માં હા મેળવનાર અખબારોની બદનામીનો ખ્યાલ કરીને ખરા બનાવ ઉપર પડદો નાખી દઈએ. અને આ વાત પણ કબુલ કરી લઈએ કે વસાયતના બ્યાનના લિહાઝથી અહેલિલ જમાઅતે વસ્સુન્ને તે ફિરકો છે કે જે અહેલે સુન્નત વલ જમાઅતના નામથી ઓળખાય છે. અને જેના તરફદાર બનીને અમારા સુલેહ પસંદ વાંધો ઉઠાવનારાએ ઇસ્લામી દુનિઆમાં હલચલ મચાવો રાખી છે. તો પણ આ વાત માન્યા વિના છુટકો નથી કે આ ઇબારતમાં અહેલે સુન્નત વલ જમાઅતનો અહેવાલ "ઝમનન" આવી ગયો છે. તેથી કાંઇ કોઇનું દિલ દુખાવવાની નિયત ઇબારત લખનારની સાબીત થતી નથી. હવે રહ્યા શીયા લોકો. એમને તો "ઝમનન" પણ કોઇ પણ જગ્યાએ કાંઇ પણ કહેવામાં આવ્યું નથી. નહિતો દાઇયુલ વક્તના દાવાના બ્યાનમાં એવીજ રીતે એમનું નામ "ઝમનન" પણ ન લેવામાં આવત એની કાંઇ પણ વજેહ ન હતી. તો પછી અમારા પાક બાતિન વાંધો ઉઠાવનારે કયા ઇલ્હામના સબબથી આ વાત જાણી. કે લેખકે અહેલે શીયાને કાફર અને જહન્નમી બનાવ્યા છે. આ એક સરાસર બોહતાન છે. અલબત જો તેમના ઝિકરની કાંઈ પણ ઝલક જોવામાં આવતી હોય તો તે એવીજ રીતે કે જેમ અહેલિલ સુન્ને વલ જમાઅતનો ઇસારો આમ મુસલમાનોની તરફ છે, અને નહિ કે માત્ર અહેલે સુન્નત વલ જમાઅતની તરફ.

---

૧ બસ મુસલમાન કે શાહેદી આપે છે કલમએ ઇખલાસની, અને તે બધા જમાઅત અને સુન્નતના લોકો છે. (એટલે ખુદા અને રસુલની પેરવી કરનાર.)

૨ અને કલમએ ઇખલાસ તે છે કે જેની બાબતમાં રસુલેખુદા સલઅમે ફરમાવ્યું છે કે જે કોઇ તેને ઇખલાસ (સાચા દિલથી) કહેશે તે જન્નતમાં દાખલ થશે.

હરેક હાલતમાં આ વાત સારી રીતે સાબીત થઇ કે અહેલિલ જમાઅત વસ્સુન્નેની મતલબ કાંઇ પણ વાંધા વિના આમ મુસલમાનો માટે છે. હવે રહ્યો માત્ર વસીનો ઇકરાર આમાંતો દુનિઆએ ઇસ્લામ એકમત છે. અને ખાસ કરીને મોટા મોટા સુન્ની લોકો અને શીયા જમાઅત વાળાઓ હઝરતઅલી કરમુલ્લા વજહેને વસીના મરતબામાં સૌથી ઉંચા અને સૌથી બહેતર જાણે છે. અને એવી માન્યતા ધરાવે છે કે હઝરતઅલી કરમુલ્લા વજહેના વસીલા વગર નજાત થઈ શકતી નથી.

વિદ્વાન લેખકે આ જગ્યાએ પોતાની હમેગીર તાલીમમાં એક એવો નુકતો રાખ્યો છે કે હઝરતઅલી કરમુલ્લા વજહેનું નામ લખવાને બદલે માત્ર "વસી" શબ્દથીજ ચલાવી લીધું છે. ( કે જેની મતલબ હઝરતઅલી કરમુલ્લા વજહેને થઇ શકે છે આ પ્રમાણે કરવાનું કારણ એ છે કે ઇસ્લામના જે ફિરકાઓ હઝરતઅલી કરમુલ્લા વજહેને વસી તરીકે નથી માનતા, પણ કોઇ બીજા ઉપર વસી તરીકે એતેકાદ રાખતો હોય તે પોતાના એતેકાદ પ્રમાણે અમલ કરે. પણ જો "વસી" ની મતલબ મનસએ ખીલાફત ગણવામાં આવે તો એહેલે સુન્નત વલ જમાઅત દસ્તુર પ્રમાણે હઝરત અબુબકર રદી. અનહા કો ખલીફએ અવ્વલ માનતા રહે, અને તેમની તાબેદારી કરતા રહે. અને તેવીજ રીતે અહેલે શીયા હઝરતઅલી કરમુલ્લા વજાહેને ખલી ફએ "બિલા ફસલ" માનતા રહે.

હવે એતેરાઝ કરનાર સાહેબે બતાવી આપવું જોઇએ કે આમાં તેમને કયા શબ્દો અયોગ્ય લાગ્યા ? અને તે ઇસ્લામના કયા ફિરકાની લાગણી દુખાવનારા છે ? અને તેમાં કોને કાફર, દોઝખી અને મુશરિક કહેવામાં આવ્યા છે ? જરા ઇન્સાફની આંખો ઉપરથી ગુસ્સા અને કીનાના પડદાને દુર કરો, અને જુઓ કે ઝોનુરિલ હકકિલ મુબિનના લેખકે કેવી રીતે બધાના દિલ હાથમાં લઇને પોતાના ધાર્મિક શિક્ષણની કિતાબ લખી છે? અને કેવી રીતે બીજા ફિરકાઓને દિલ આઝાર થતા બચાવ્યા છે ?

**બસ તંગ ન કર નાસેહ નાદાન મુજે ઈતના,**
**યા ચલકે દિખાદે દહન એસા કમર એસા.**

હવે હમે પ્યારા વાંચકોની ખિદમતમાં એતેરાઝ કરનાર સાહેબની એક મોટામાં મોટી ધોકાબાઝી રજુ કરીએ છીએ. તેમ કરવાથી ઓછા વધતા તેમના સઘળા વાંધાઓ પાણી ઉપરના નકશની પેઠે સાફ જણાઇ આવશે. અસલ બનાવ એ છે કે આ ઇબારત કે જેના ઉપર અમે લાંબો

વિવાદ કરી ચુકયાં છીએ તે ખરી રીતે જોતાં લેખકની પોતાની કલમથી લખાઇ નથી, પણ તેમણે રિસાલએ નજમુસસાકેબ ઉપરથી લખી છે. લેખકે ઇબારતની શરૂઆતમાં સાફ શબ્દોમાં તે વાત જાહેર કરી છે. હવે જે અખબારોની મિજાઝ પુરસી કરવાની જરૂર છે કે જેઓ પૈસાનો બદલો લઇને સુરૈયા સાહેબની આવી મોટામાં મોટી ભુલમાં શરીક થયા છે.] અને જેમણે એક ખોટા બનાવને સચ્ચાઇના દેખાવનો પોશાક પહેરાવી પબ્લીકની સામે રજુ કર્યો છે. પણ તે લાંબા સમય સુધી કાયમ ન રહી શકયો. અને અમે મુફીદેરોઝગારમાં જે પેશીનગોઇ "પૈસાના ઉપાસક અખબારો" ના નામથી કરી હતી તે સત્યે પુરવાર થઇ.

એતેરાઝ કરનારા સાહેબે ઓ નુરિલ હકકિલ મુબિનના લેખક ઉપર એવો આક્ષેપ મુકયો છે કે: "તેમણે પોતાની કિતાબમાં લખ્યું છે કે ઇસ્લામના કોઇપણ ફિરકાની તૌહિદ કામ લાગશે નહિ. કેમકે તેઓ તૌહિદની શરતોને પુરી રીતે અદા કરતા નથી; તેમજ તૌહિદના હુકુક (હક) પણ બજાવી લાવતા નથી. તૌહિદનો રસ્તો માત્ર એકજ જમાઅત અહેલિલહકને મળ્યો છે."

પહેલાં તો આ ઇબારત નજમુસસાકેબ ઉપરથી ઉતારી લેવામાં આવી છે, તોપણ તેનો ખુલ્લો જવાબ એ છે કે ઇસ્લામના ૭૩ ફિરકાઓમાંથી દરેક ફિરકો અહેલિલ હક હોવાનો દાવો કરે છે. અને અમેજ માત્ર તૌહિદની સઘળી શરતોને અદા કરીએ છીએ. એમ માને છે. જો એમ ન હોય, અને સઘળા ફિરકાઓ એકસંપ કરીને કોઇ એક ફિરકાને "અહેલિલહક" તરીકે માની લે તો પછી ૭૩ ફિરકાઓની વાતજ કયાં રહી? કે જે રસુલે મકબુલ સલ્અમની સાચી પેશીનગોઇ અનુસાર છે. આ પ્રમાણે જોતાં જો કોઇ ફિરકો પોતાને અહેલિલહક સમજતો હોય તેના ઉપર એતેરાઝ કરવા તે અજ્ઞાનતાથી ઓછું નથી.

આ જગ્યાએ અમે લાહોરની અનજુમને નોમાનીયાનો એક માહવાર રિસાલામાંથી એક દાખલો આપીએ છીએ કે જે ૩૭ હિજરીના જમાદીઉસસાનીથી રમઝાન સુધીના અંકમાં છપાયો હતો. આ દાખલા ઉપરથી આપની ખાત્રી થશે કે આ પ્રકારના દાવાનો હક દરેક ફિરકાને હાસિલ છે. "વ્હાલા હનફી ભાઇઓ! બીજા ફિરકાવાળાઓ પોતાના મતનો પ્રસાર કરવા માટે કેવાં કેવાં પ્રયત્નો કરી રહ્યાં છે. અને આપ

મઝહબે હક ઉપર હોઇને કેવી રીતે ગફલતમાં સુઇ રહ્યા છો ?"

ઝો નુરિલ હકકિલ મુબિન પર એતેરાઝ કરનાર આ અરબ્બી શબ્દો **લાતકબ્બલ મિનહુમ વ તરદ્દ અલયહિમ** " ઉપર વિવાદ કરતાં કરતાં આ નતીજા ઉપર આવી ગયા છે કે મુલ્લાં તાહેર સૈફુદીને તમામ મુસલમાનોને મુશરિક, મરદુદુશ શહાદત, કાફર, અને દોઝખી બનાવ્યા છે. નઉઝોબિલ્લાહે મિન ઝાલિક. આ એક સરાસર બોહતાન અને ખોટો ખ્યાલ છે.

## ખુદાલગી નહિ કહેતા કભી એક બાતભી વાએઝ, ખુદાજાને બકા કરતા હય કયા ઝુટા ખુદાઇકા.

"તરદ્દઅલયહિમ" નો અર્થ "ઉપર મારવામાં આવશે." અથવા મોઢા ઉપર મારવામાં આવશે, એવો જે ભાવાર્થ એતેરાઝ કરનારે લીધો છે તે કેવળ અસત્ય છે. જો દરેક પહેલુથી તેના અર્થ થતા હોય તો માત્ર આવોજ ભાવાર્થ નિકલે છે કે "પાછું ફેરવવામાં આવશે, અથવા ફેરવવામાં આવશે." કલામે પાકમાં "તરદ્દ" શબ્દ માત્ર એકજ જગ્યાએ જોવામાં આવે છે કે જેનો અર્થ સુરૈયા સાહેબના કહેવા પ્રમાણે કોઈ પણ રીતે થતો નથી. તે એક મામુલી શબ્દ છે. પ્રત્યેક અરબી જાણનાર ગૃહસ્થ સારી રીતે જાણે છે કે તેનો માદ્દો "રદ" છે. અને તેનો ખુલ્લા શબ્દોમાં તેજ અર્થ થાય છે કે જે અમે લખ્યો છે. જો લેખકની એવીજ ઇચ્છા હોત કે જે એતેરાઝ કરનારા સાહેબે સમજાવી છે તો તે "તરદ અલયહિમ" ને બદલે "તઝરબ અલાવજુહેહિમ" અથવા "તઝરબ અલયહિમ" ના લખત કે જેનો અર્થ સમજવા સમજાવવામાં એતેરાઝ કરનાર સાહેબને તાવીલની જરૂરતજ ન પડત. પરંતુ ત્યાંતો મદ્દેહનઝર કાંઇ ઓરજ છે.

હવે સાચા કોમ પરસ્ત સુરૈયા સાહેબનો આ એતેરાઝ બાકી રહ્યો કે મુલ્લાં તાહેર સૈફુદીન દાઉદી વોહરા કોમના પેશવા વક્તના દાઇ હોવાનો દાવો કરે છે. અને જે હબલથી તમસ્કની ખુદાતાલાએ રગબત દેવરાવી છે તેનો એક છેડો ખુદાના હાથમાં, અને બીજો પોતાના હાથમાં બતાવે છે. અને કહે છે કે એમની મારેફત વિના કોઇની નજાત થઇ શકતી નથી.

પહેલાં તો એ વાત જાહેર કરવાની જરૂર છે કે ઝો નુરિલ હક કિલ મુબિન નામની કિતાબ માત્ર દાઉદી વોહરાઓ માટેજ છે, કે જેમની તાલીમ અને તલકીનને માટેજ તેને પ્રગટ કરવામાં આવી છે. તદુપરાંત ચર્ચા-વાળી ઈબારતનો આ ભાગ "[1] **ફનકુલ ઇનલ હબલિલલ્ઝી નદબ-કુમુલ્લાહ ઇલલ એઅતેસામે બેહી અહદ તરફીહે બાઅયદીકુમ" હોવ અખવકુમ વ અકુલ અબીદ ઈમામકુમ અલ્લઝી બદ અવકમ અલયહે રયહદીકુમ** " લેખકે કોઇ બીજા પુસ્તક ઉપરથી ઉતારી લીધો નથી, પણ તે તેમનો પોતાનોજ કોલ છે. " અખવકુમ " અને " અકુલ અબીદ ઇમામકુમ " આ શબ્દો સાફ બતાવી રહ્યાં છે કે અમારો ખરો મુખાતિબ માત્ર દાઉદી વહોરાઓનો ફિરકો છે. અને અમારા એતેરાઝ કરનારા સાહેબે પોતે પણ આ જગ્યાએ ઈકિરાર કર્યો છે. અને મોટા હરફોમાં લખ્યું છે કે " ઉપર બતાવેલી ઇબારતમાં તાહેર સૈફુદીને પોતાના અનુયાયી વોહરાઓને ખિતાબ કરીને કહ્યું છે " પણ એક સ્થળે ઈબારતનો તરજુમો કરતાં કરતાં " અહેલિલહક " નો અર્થ કૌંસમાં (વહોરા) એવા શબ્દો લખ્યા છે. પરંતુ તેજ ઇબારતમાં એક જગ્યાએ એતેરાઝ કરનારા સાહેબે નકામી ગફલતથી જાણી જોઇને " **ફમન ઝઅમ** " ના ખરા મુખાતિબ અને ખરી વાતને પડદામાં છુપાવીને કૌંસમાં " કયા સુન્ની કયા શીયા " એવા શબ્દો લખી માર્યા.

**યકીન આયે તો કયું કર આયે અહમર,**
**તગાફુલ કીસકા પયમાન શીકનકા.**

" **ફમનઝઅમ** " એ શબ્દો ખાસ વોહરા કોમના તે લોકો તરફ છે કે જેઓ રિસાલત, ઈમામત, અને વસાયતની સાથે સાથે વક્તના દાઈની મારેફતને જરૂરી નથી સમજતા, એ વાતને કબુલ કરવામાં એતેરાઝ કરનાર સાહેબને શો વાંધો છે એ અમારા સમજવામાં તો આવતું નથી. જો એતેરાઝ કરનાર સાહેબને એવીજ વસીઅત આપવી હતી તો " કયા સુન્ની અને કયા શીયા " ને બદલે દુનિઆની દરેક કોમ, અને

---

**૧ પસ કહીએ છીએ અમે કે તેહકીક ખુદાની તે રસ્સી કે જેને ખુદાએ પકડી રાખવાનો હુકમ આપ્યો છે તેનો એક છેડો તમારા હાથમાં છે. અને તે તમારો ભાઇ અને તમારા ઇમામનો અદના સેવક કે જે બોલાવે છે તે ઇમામની તરફ, અને હિદાયત કરે છે તેની તરફ.**

કોમનો દરેક માણસ એવા શબ્દો લખવા હતા જો એમ કરવામાં આવ્યું હોતતો એમનો રસુખ થઇ જાત. અને દરેક ધર્મવાળા તેમને પોતાની જમાઅતમાં શરીક ગણત.

એતેરાઝ કરનાર સાહેબનો એવો પણ એક એતેરાઝ છે કે મુલ્લાં તાહેર સૈફુદ્દીન સાહેબ વક્તના દાઈ હોવાનો દાવો કરે છે, અને નજાતને માટે પોતાની મારેફતની અગત્યતા બતાવે છે. પહેલાં તો તેમનો ઇશારો માત્ર દાઉદી વોહરા ફિરકાને માટે છે. અને તે અમે ઉપર બયાન કરી ચુક્યા છીએ. તદુપરાંત નવાઈ જેવું તો એ છે કે એતેરાઝ કરનાર સાહેબ દુનિઆમાં પોણીસદી સુધી રહ્યા છતાં એટલું પણ ન જાણી શક્યા કે દુનિઆમાં કોઇ કોમ, કોઈ ફિરકો, કોઈ મઝહબ, કોઈ ગિરોહ, અને કોઈ સોસાયટી એવી નથી કે જેમાં મુજદ્દિદ, મુજતેહદ, પેશવા અને લીડરો પેદા ન થયા હોય, અથવા મોજુદ ન હોય અને તેમણે પોતાની તાબેદારી, અને પેરવીને સર્વે દુનિઆની બહેતરીને માટે ખાસ અગત્યની બતાવી ન હોય, જે માણસે જુદા જુદા અકાયદની કિતાબો જોઇ હશે, અને મઝહબી દુનિઆનો સારી પેઠે અનુભવ લીધો હશે તેનો ઠરેલ સ્વભાવ આવી આમ વાતેથી કદીપણ ઉશ્કેરાઇ જશે નહિ. જો અમારા એતેરાઝ કરનારા સાહેબે એવાજ અકાયદ, એવીજ તાલીમ, અને એવાજ અહેકામ કે જે દુનિઆના જુદા જુદા ધર્મોની કિતાબોમાં મોજુદ છે અને કોઇની પણ લાગણી દુખાવવાનો ખ્યાલ કર્યા વિના દરેક જગ્યાએ મોટા પ્રમાણમાં પ્રગટ કરવામાં આવે છે, તેવી પુસ્તકો ન જોયાં હોય, અને તે વિષે સાંભળ્યું પણ ન હોયતો જુઓ કે પોતાના ધાર્મિક ખ્યાલાત અને અકીદાઓ જુદા જુદા ધર્મવાળાઓ કેવી આઝાદીની સાથે બહાર પાડી રહ્યાં છે? અને એક બીજાના ધાર્મિક જઝબાતનો કેવો ખ્યાલ રાખવામાં આવે છે?

હવે અમે પહેલાંતો અમારા ઘરનીજ કેટલીક વાતો કેટલાક ઘણા ભરોસાદાર અને વિદ્વાન લેખકોની કિતાબો ઉપરથી કહી સંભળાવીએ છીએ, જેથી અમારા ગાફિલ એતેરાઝ કરનાર સાહેબને પોતાના નકામા એતેરાઝો બાબત પશ્ચાતાપ કરવામાં કાંઇપણ વાંધો ન આવે.

**જુઓ અહેયાઉલ ઉલુમમાં ઇમામ ગઝાલી રહે. શું ફરમાવે છે?**

(૧) "ખરી વાત એ છે કે **બંદાનો ઇમાન કબુલ નહિ થાય** જ્યાં સુધી તે ઇમાન નહિ લાવે તે સઘળી વાતો પર કે જેની ખબર

આપવામાં આવી છે મોત, પછીને માટે. તેમાંની પહેલી બીના મુનકર નકીરની છે કે જેઓ કબરમાં રબ વિષે, નુબુવત વિષે, અને દીન વિષે સવાલ પૂછશે, તદુપરાંત કબરના અઝાબ, મિઝાન, પુલસરાત, હોઝ, મહમદ સલ્અમ, હિસાબ, અને તે અમર ઉપર કે જે ખુદાતાલા અંબીયાઓને પૂછશે, જેને ચાહશે તેને તબલેગ રિસાલતથી અને કુફ્ફારથી, અને જેને ચાહશે તેને તકઝીબ મુરસલીનથી, અને એહેલે બિદ્અતને સુન્નતથી, અને મોમિનોને આમાલથી, એ સઘળી વાતો ઉપર ઇમાન લાવવો જોઇએ. અને ઇમાન લાવે એ વાતનો કે ઇન્તેકામ (વેર) લીધા બાદ મોહદીનને આગમાંથી બહાર કાઢવામાં આવશે. તદુપરાંત અંબીયા, ઉલમા, શોહદા, અને મોમિનિનની શફાઅત ઉપર ઇમાન લાવે, અને સહાબીઓના અફઝલપણા ઉપર વિશ્વાસ રાખે, અને તેમની તરતીબ ઉપર ભરોસો રાખે. અને રસુલે ખુદા પછી **તમામ ઇન્સાનોમાં અફઝલ (હઝરત) અબુબકર (રદી.) છે. તેમના પછી હઝરત ઉમર રદી. તેમના પછી હઝરત ઉસમાન રદી. અને તેમના પછી હઝરત અલી રદી. અનહુમ.** એ વાતને સાચા દિલથી માને. અને તેમના તરફ મોહબ્બત રાખે. અને જે પ્રમાણે ખુદા અને તેના રસુલે તેમની તારીફ કરી છે, તે પ્રમાણે પોતે પણ તેમની તારીફ કરે. જેણે આ સઘળી વાતો ઉપર ભરોસો રાખ્યો, તે ખાત્રીપુર્વક અહેલે હકમાં સામીલ થયો; એટલુંજ નહિ, પણ તે સુન્નત ઉપર ચાલનાર જમાઅતમાં દાખલ થયો. (ગણાયો.) અને દૂર થયો ગુમરાહીથી અને બિદ્અતની જમાઅતથી."

## નવલકીશોર પ્રેસમાં છપાયલી ઇમામ ગેઝઝાલી રેહે. કૃત અહયાઉલ ઉલુમ નામની કિતાબની ઓરબી.

## (ઇબારતનો તરજુમો. પાનું ૫૪, ૫૫)

સુરૈયા સાહેબે હવે જોવું જોઇએ કે ઇમાનની તકમીલ, અને કબુલીયત (સ્વીકાર) ને માટે ચારે ખુલફાએરાશેદીન અફઝલ હોવાનો ઇકરાર કરવાની, અને નબીએ કરીમ સ. અ. વ. પછી તેમને બીજા ઇન્સાનોથી અફઝલ માનવા અને તે બધાનો વખાણ કરવા ઇમામ ગેઝાલી રેહે. અલેહે. લાઝિમ બ્યાન ફરમાવે છે. સો એવા એક જલીલુલકદર ઇમામના કૌલના મુકાબલામાં આપનો આ શોરો ગુલ "દરેક કલમાગો, (કલમો પઢનાર) કાંઇપણ શરત વિના જન્નતમાં દાખલ થશે." શી અસર રાખે

છે? અને એક ફિરકો કે જે કામિલ નજાત હાસિલ કરવા માટે કલમએ ઇખલાસની સાથે સાથે બીજી શરતોનો વધારો કરે છે, તેને રાજ્યનો ગુન્હેગાર અને કુફરના ફતવાને લાયક ગણાવવા માટે આપ જે રૂદન પાટલો લઇ બેઠા છો તે શા હિસાબમાં છે?

હવે આ બીજો દાખલો જુઓ કે બુઝુર્ગાનેદીન પોતાની ઇતાઅતને કેવા પુરઝોર અલફાઝ (શબ્દો) માં લાઝિમી અને જરૂરી બતાવે છે?

**(હઝરત શેખ મહમદ સરહિંદીકૃત મકતુબ ૪ ના પાના ૧૩–૧૪ ઉપરથી.)**

## મજદુદીયતનો દાવો.

"સાહબ ઈ ઉલુમ વમઆરેફ મજદાઇ અલ્ફઅસ્ત. કમા લાયખફી અલન નાઝેરીન ફી ઉલુમીહી વમઆરેફતે ઇલ્લતી યતઅલક બિઝઝાતે વસ્સફાતે વલલઅફઆલે વ તનલસ બિલ અહેવાલે વલમવાહિદ વલતજલિયાતે વલઝહુરાતે ફયઅલમુન ઇન હોવલાઇલિ મઅરેફ મિનઝાલેકલ કશ વલ્લાહે સુબ્હાન લ હાદી......વ બદાનન્દ બરસરે હર માએતે મજદુદે ગુઝશ્તેઅસ્ત. અમા મજદુદ માએતે દીગર અસ્ત વ મજદુદ અલફદીગર ચુનાંચે દરમ્યાન માએતે વઅલફ ફર્ક અસ્ત દર મજદુદીન ઇહા. નેઝહમાં કદ ફર્ક અસ્ત. બલકે ઝયાદાહ અઝઆં. વ મજદુદ આં અસ્ત કે હરચંદ દરઆં મુદ્દત અઝફયુઝ બાઇમતીયાન બરસદ તબુસ્ત ઉ બરસદ. અગરચે અકતાબ વ અવતાદાને વક્ત બુવન્દ વ બુદલા વ નુજબા બાશન્દ."

**હઝરત શેખ અબ્દુલકાદિર જેલાની રહે. અલયહે. કૃત ગનીયતુલ તાલેબીન પૃષ્ઠ ૧૦૬ ઉપરથી**

**બગય્ર મારેફત (હઝરત) અહેમદ બિન હંબલ સિવાય કોઈ વલી થયો નથી.**

૩ "મિનલ મઅરેફ અલી બિન ઇદરીસ ઇનહુ સાએલશશેખ અબ દુલ કાદિર ફકાલ યા સૈય્યદી હલકાન લિલ્લાહે વલી ઇલા ગય્ર એતે કાદ અહેમદ બિન હંબલ ફકાલ મા કાન વલા યકુન."

**શાહ વલીઅલ્લાહ મોહદદિસ દેહેલવી રહે. અલયહે. નો મજદુદિયતનો દાવો.**

(૪) અલ્લાતાલાએ મારા ઉપર, અને મારા ઝમાનાના લોકો ઉપર આ ઉપકાર કર્યો છે કે તેણે મને એક એવો તરીકએ સુલુક અતા (અર્પણ) કર્યો છે કે જે સઘળા તરીકાઓથી કરીબતર (વધારેનજીક) છે. અને મારા રબે મને ખબર આપી છે કે. "અમે તને આ તરીકાનો ઇમામ મુકરર કર્યો છે. અને તેને આલાઆુલંદી (સૌથી વધુ ઉંચાઈ) સુધી પહોંચાડયો છે. એટલુંજ નહિ પણ આજથી અમે બાકીના બધા તરીકાઓને હકીકત ની નઝદીક સુધી પહોંચવા માટે નાપસંદ કર્યા છે. માત્ર તારા તરીકા માટેજ તે માર્ગ ખુલ્લો રાખ્યો છે. અને તે એકજ તરીકાને ખુલ્લો રાખ્યો છે. લોકોની ફરજ છે કે તારી સાથે મોહબ્બત કરે. અને તારી ફરમાબરદારી (તાબેદારી) ને નજાત (મુક્તિ) નું કારણ સમજે. અને હવે આકાશી બરકતો તે માણસ ઉપર ન ઉતરશે કે જે તારી સાથે બુઘ્ઝ રાખશે. અને તે આકાશી બરકતોના હકમાંથી બાતિલ થશે. મશરેક અને મગરિબના લોકો તને પ્રજા (રૈયત) તરીકે સોંપવામાં આવ્યા છે. અને તને તેમનો બાદશાહ નિમવામાં આવ્યો છે. જો લોકો તારી આ વાતના જાણકાર હોય કે ન હોય તોપણ. જો તેઓ માહિતગાર હશે તો ફાયદો ઉઠાવશે. અને જો બેખબર રહેશે તો નુકસાન ઉઠાવશે."

**(જુઓ તરહીમાત અલહૈયે.)**

શેખ અહેમદ સરહિંદી રહે. અલયહે, અને શાહ વલીઅલ્લાહ રહે. અલયહે. એવો દાવો કર્યો છે કે "અમારી ઇતાઅત અને ઇકરાર વિના નજાતનો માર્ગ બંધ છે." શું સુરૈયા સાહેબ એવું કહી શકે છે કે ઉપર્યુક્ત દાવાઓથી ઇસ્લામના તે ફિરકાઓની દિલ આઝારી થઈ શકે છે કે જેઓની દૃષ્ટિમાં ઉંપરોક્ત મહાત્માઓનો તેવો મરતબો નથી કે જેનો તેમણે દાવો કર્યો છે?

**(ફવાઇદુલ ફવાઇદ નામક કિતાબના પૃષ્ઠ ૧૭૫ ઉપરથી.)**
**કર્તા—હઝરત નિઝામુદ્દીન ઓલીયા રહે. અલયહે.**

## શેખની અગત્ય.

(૫) "મન લયસલહુ શય્ખ્ ફશય્ખહુ શયતાને." (અર્થાત જેનો કોઇ શેખ નથી, તેનો શેખ શેતાન છે.)

(ઇઝન) "ફરમાને શેખ હમચું ફરમાને રસુલ અસ્ત. "(શેખનું

ફરમાન રસુલના ફરમાન જેવું છે.) પૃષ્ઠ ૨૩૧

(૬) "અંબીયા ઓર ઉલમાઓકી હિદાયત બશરતીકે ઉલમા બમકતઝાએ મનસબ ન્યાબત હુકમરાની કરે, વોહ એન ખુદાહીકે અહે કામ હય—"

**હુજજતુલ ઇસ્લામ સફા ૩૨. મુસન્નીફ—મૌલાના મહમદ કાસિમ રહે. અલયહે બાની મદરસએ દેવબંદ.**

**મિરઝા ગુલામઅહેમદ સાહેબ કાદયાનીનો મજદુદિયત અને ઇમામતનો દાવો.**

(૭) આ સદીમાં પણ એક મજદુદ આવ્યો. અને તેણે પોકાર કરીને કહ્યું કે હું આ સદીનો મજદુદ, અને ઇમામે વક્ત છું. આ ગુમરાહ માણસનું નામ મિરઝા ગુલામઅહેમદ કાદયાની અને મુસલેહ વ મામુરે રબ્બાની છે. તેણે ખુદાતાલા તરફથી ઇલહામ થવાનો દાવો કરીને પોતાના દાવાને ઘણા ઝોરશોરથી જાહેર કર્યો અને કહ્યું......

**આ ખુદાએ કે અઝ ઊ ખલકોજહાં પૈગમ્બર અન્દ,**
**બરમન ઉજલવેહ નમુદ અસ્ત ગર અહેલે પૈપઝીરે.**

(૮) (ઇઝન) મસીહ મવઉદ (દાવેદાર) અર્થાત મીરઝા ગુલામઅહેમદ કાદયાનીનો વજુદ ખુદાતાલાની નજીક આં હઝરત સલઅમનો છે. તો પછી મસીહ હોવાનો દાવો કરનારને અહેમદ કરાર દેવું પોતાના મઅનુન ના લિહાઝથી અને ખુદાતાલાના કૌલ વ ફૅઅલના તસદીકથી બિલકુલ સત્ય અને હક છે, કેમકે મસીહના દાવેદારે ફરમાવ્યું છે કે "જે શખ્સ મારામાં અને મુસ્તુફા (સલઅમ) માં તફરીક (તફાવત) કરે છે તેણે મને નથી જોયો, અને નથી ઓળખ્યો. અને મારા વિના બધું અંધારૂં છે." (ખુતબે ઇલ્હામિયેહ.)

**એક જીવતા (ઝિન્દાહ) મુજતેહદનું માનવું ફર્ઝ છે.**

(૯) તકલીદે મૈયતથી એવો નફો નથી થઇ શકતો કે જેવો એક માણસથી અમને નફો થાય છે કે જે અમારા વચ્ચે ઝિન્દાહ મોજુદ છે. છે. આ કારણથીજ તકલીદે મુજતહદીને ફર્ઝ સમજવામાં આવે છે.

**(હિમાયતુલ ઇસ્લામ પૃષ્ઠ ૪૩, કર્તા અલ્લામે હિન્દી સૈયદ અહેમદ સાહબ મુજતહદુલ અસર.)**

આ ઉપરથી જણાશે કે દરેક ફિરકો પોતાની સચ્ચાઇને માટે એક બીજાની તકઝીબ, તકફીર, તોહિન અને તઝલિલ કેવા ખુલ્લા શબ્દોમાં કરે છે.

(૧૦) "જે લોકો સહાબીઓથી, ગરઝ રાખનાર છે, તેઓ બેશક કાફર છે."

**મૌલાના હકીમ અહેમદહુસેન સાહેબ કૃત ઇઝહારૂલહક પાના ૨૦ ઉપરથી.**

(૧૧) "હવે વાત એ છે કે ઇમામે ઝમાનનો મુનકર (નકાર કરનાર) કાફર છે કે નહિ? કેમકે આ હદીસમાંજ તેની તસરીહ મોજુદ છે કે તેની મોત જાહિલની મોત થશે. આ વાતમાં કોઇ ઉઝર કરી શકતો નથી કે હઝરત રસુલુલ્લાહ સલ્અમે તેને કાફર કહ્યો છે."

**અસલાહ પાનું. ૫-૬ જિલ્દ ૧૨ જમાદીઉલ આખર હી. સ. ૧૩૩૭ ઊપરથી.**

**સાત કરોડ મુસલમાન કાફર અને દોઝખી છે.**

(૧૨) (ઇઝન) ઇમામે ગાયબના મુનકર કરોડો મુસલમાનોને અમે તેજ સમજીએ છીએ કે જે રસુલુલ્લાહે ફરમાવ્યું છે. "કલ્લુહુમ્ ફિન્નારે "ઇલલવાહેદતે" અર્થાત તે બધા જહન્નમી છે માત્ર એક ફિરકા સિવાય આ ઉપરથી જોઇ શકાય છે કે ઈમામે ગાયબનો ઇનકાર કરવાથી સાત કરોડ મુસલમાનોને કુફ્રનો ઇલઝામ આપવામાં આવે છે. ઈમામતો બહુ રફીઅ છે. કુરાનેશરીફના એક અક્ષર માત્રનો ઇનકાર કરવાથી માણસ કાફર થઇ જાય છે, જેમાં કોઇને ઉઝર નથી. કુક્કરને હલાલ જાણવાથી જ્યારે માણસ કાફર થઇ જાય છે, ત્યારે આપને કેમ નવાઇ લાગે છે કે ઇમામનો મુનકર કાફર છે?" **(ઊપર બતાવેલા રિસાલા ઉપરથીજ.)**

(૧૩) મુલ્લાં અલી કારીએ પોતાની તસ્નીફાતમાં, અને અબદુલ શકુર સલમીએ પોતાની તમહીદમાં શીયા લોકોના અકાયદ નકલ કર્યા પછી **ચોખ્ખી રીતે કુફ્રનો ફતવો લખી આપ્યો છે. (ઇઝહારૂલ હક, કર્તા મોલવી અહેમદ હુસેન સાહેબ પાનું ૨૭.)**

## ઈસનાઅશરી શીયા સિવાય તમામ જહન્નમી છે.

(૧૪) દરઝમન નકલ અકવાલ વ બર હર તકદીર મશરૂત અસ્ત બ આંકે ફઅલે કે મુજબ ઈરતદાદ બાશદ અઝ ઉ સાદર ન શુદ ચુનાંચે મઝકુર શુદ વ દર કુફ્રે કે મુકાબિલ ઈં ઈમાન અસ્ત દાખિલ અન્દ જમીઅ ફ્રિકે અરબાએ મઝાહબ બાતિલે અઝ કુફ્ફાર વ મુશરેકિન, વ મુનાફેકીન, વ સુનીયાન, વ સાઈરિ ફ્રિકે શીયેઅ અઝ ઝેદીયેહ વ ફતહૈયેહ, વાક્રિફયેહ, વ કયસાનિયેહ વ નાદોસીયેહ વ હરકે ગય્ર શીયેઅ ઈસનાઅશરીસ્ત ઝીરાંકે ઈશાન મુખલિદ દરજહન્નમ અન્દ."

**મૌલાના બાકિર મજલિસીકૃત હકકુલયકીન નામની કિતાબના ૩૩૩ મા પાના ઉપરથી.**

**દફેઅલ મુગાલતેમાં અહેલે સુન્નત વલ જમાઅતના પયરવોને જહન્નમી કહેવામાં આવ્યા છે. પાનું. ૧૮૬.**

(૧૫) અય અમાર કરીબ અસ્ત કે કત્લ કુનદ નેઝ અગર વોહ બાગી ખ્વાહન્દ ખ્વાન્દ ઈશાં તુરા બસુએ દોઝખ વ ખ્વાહી ખ્વાન્દ ઈશાં તુરા બસુએ બેહેસ્ત વ શક નીસ્ત કે હમરાહિયાને મઆવીયે કે અહેલે સુન્નત વલ જમાઅત બુદન્દ જહન્નમી બુદન્દ."

**મીરઝા ગુલામ અહેમદ કાદીયાની પોતાને નહિ માનનારાઓને દોઝખી કહે છે.**

(૧૬) કુરાનેશરીફમાં અંબીયાઓના મુનકરને કાફર કહેવામાં આવ્યા છે. અને અમે લોકો મસીહનો દાવો કરનારને નબી માનીએ છીએ. એટલા માટે અમે આપના (મીરઝાના) મુનકરોને કાફર કહીએ છીએ. **(તશહિન્દુલ અઝહાન જિલ્દ ૬ પાનું ૧૨૧.)**

**તેજ કિતાબ ઉપરથી પાનું ૧૪૮**

(૧૭) જે લોકો સાહબ (અર્થાત. ગુલામઅહેમદ કાદયાની) ને નથી માનતા, અને કાફર પણ નથી કહેતા તેઓ કાફર છે."

**જાફર નહેરવાની.**

**જો પૂછા કભી શુગ્લે તનહાઇ ઉન્સે,**
**કહા ગિનતે હૂંય હમ ખતાએં કિસીકી.**

હવે અકીદતકીશ અને મુરશદશનાસ એતેરાઝ કરનાર સાહેબ શેખુલબવાહિર (વહોરાઓના શેખ) ની કિતાબ ઝો નુરિલ હકકિલ મુબિન ઉપર એતેરાઝનો (વાંધો) વરસાદ વરસાવતાં વરસાવતાં અહિં સુધી કહી રહ્યા છે કે "મુલ્લાં[1] તાહેર સૈફુદ્દીને જાફર નહેરવાની જેવા બુઝુર્ગ શખ્સને ગુમરાહ કરનાર શયતાન, મુસાહિબે ઇબ્લીસ (શેતાનનો દોસ્ત) અને કરીન (હમપ્યાલા, હમનવાલા) ખુદાની રહેમતથી નાઉમેદ શેતાન, આલે મહમદનો દુશ્મન, ફિતનાખોર વિગેરે શબ્દોથી યાદ કર્યા છે." આવો એતેરાઝ કરીને મી. સુરૈયાએ પોતાની હમનવાઇમાં દિલ્હીના નિઝામુલ મશાયખના અધિપતીને પણ લઇ લીધા છે. મજકુર અધિપતી ૧૩૩૭ હીજરીના રમઝાન માસના અંકમાં લખે છે કે "સુન્નીઓના સુફીમન્શ બુઝુર્ગ હઝરત જાફર નહેરવાની રહે. અલયહેના સંબંધમાં ખન્નાસ, શયતાન, મુસાહિબે ઇબ્લીસ એવા શબ્દો ઝો નુરિલ હકકિલ મુબિનના કર્તાની કલમથી લખાવા આ કારણથી નામુનાસિબ હતા કે મુસનનિફ મુલ્લાં સાહેબ એક મુકદ્દસ, અને શાઇસ્તાહ શખ્સ છે. એટલુંજ નહિ પણ તેમાં ખુદાતાલા સામે પણ સરતાબી અને સરકશી કરેલી જોવામાં આવે છે"

અહિંઆં પણ અમારા બન્ને ટીકાકારોએ એ વાત સમજવામાં ભુલ કરી છે કે મજકુર ઇબારત મુસનાનફની પોતાની છે કે કોઇ બીજાની?

**ચું બશનુઇ સખુન અહેલે દિલ મગોકે ખતાસ્ત,**
**સખુન શનાસ નઈ દિલબરા ખતા ઇંજા અસ્ત.**

જો અમારા વાંધા ઉઠાવનારા સાહેબોએ મજકુર કિતાબને સારી રીતે જોઇ હોત તો તેઓ આવી મોટી ભૂલ કદી પણ કરત નહિ. જનાબેવાલા કિતાબની ઇબારત જુઓ, અને પછી કહો કે મજકુર શબ્દો મુલ્લાં તાહેર સૈફુદીનની કલમથી લખાયલા છે કે **તેમણે અહેમદઅલી હમીદુદ્દીનની કિતાબ ઉપરથી ઉતારી લીધા છે? (જુઓ ચર્ચાવાળી કિતાબના પૃષ્ઠ ૧૬૧-૧૬૨)** અમને અહિંઆં ઘણા અફસોસ સાથે લખવું પડે છે કે એક અખબારના અધિપતી, અથવા એક રિસાલાના મુદૈયરને આવી મોટી ભૂલ સખ્ત બદનામ કરી નાખે છે.

બીજું એતેરાઝ કરનારા સાહેબોએ આ વાત સમજવામાં પણ ભૂલ

---

૧ તવાલતના ખ્યાલથી અસલ ઇબારત કલમઅન્દાઝ કરવામાં આવી છે.

કરી છે કે જે જાફર નહેરવાનીને બુરા ભલા કહેવામાં આવ્યા છે તે તેજ સુફીમન્શ બુઝુર્ગ શખ્સ છે કે જેમની કબર અમદાવાદમાં મોજુદ છે. જાફર શીરાઝીને એક સુફી બુઝુર્ગ તરીકે માનવામાં આ કારણથી અમને તામ્મુલ છે, કે ખ્વાજા હસન નિઝામી સાહેબે પોતાના રોઝનામચામાં જ્યાં બધા બુઝુર્ગોની કબરોના હવાલા આપ્યા છે. અને જેમાં પોતે નાટક જોયાનો પણ અહેવાલ આપ્યો છે, તેમાં ઉપર્યુક્ત મઝારના સંબંધમાં કાંઇ પણ લખ્યું નથી. આ ઉપરથી ઓછામાં ઓછું એટલું તો જણાય છે કે જાફર. શીરાઝી કોઇ સુફીમન્શ બુઝુર્ગ નહિ હોય, નહિતો કોઇ પણ રીતે આ વાત મુમકિન (બનવા જોગ) ન હતી કે તસવ્વુફના મોટા હિમાયતી ખ્વાજાહસનનિઝામી આ સુફીમન્શ બુઝુર્ગના મઝારને નઝર અન્દાઝ કરી જાત.

અમે આ વિષે જેટલી તપાસ કરી છે તેટલા ઉપરથી જણાય છે કે મજકુર જાફર નહેરવાની સાહેબ વોહરા ફિરકાના એક પયરવ હતા, કે જે ઇબારત લખનારના શબ્દો ઉપરથી જણાય છે. કોઇ ખાસ વજેહથી મજકુર સાહેબ શીયા ફિરકાનો ત્યાગ કરીને અહેલે સુન્નત વલ જમાઅતમાં દાખલ થયા. અને પોતાના વધતા જતા જોશના કારણથી વોહરા ફિરકાના વિરૂદ્ધમાં લાંબી મુદત સુધી સદાએ અહેતેહાજ બુલંદ કરતા રહ્યા. અને મજકુર ફિરકાની તઝલીલ વ તકઝીબ કરતા રહ્યા. અને પોતે મજકુર ફિરકાના ઘણા માણસોને પોતાના હમખ્યાલ બનાવવામાં કામયાબી મેળવી. પરંતુ અમને એવો પત્તો નથી લાગતો કે આ જાફર નહેરવાની તેજ બુઝુર્ગ છે, કે જે જાફર શીરાઝીના નામથી અમદાવાદમાં સમાધિસ્થ (મદફુન) થયા છે. તોપણ અમને આ વાત માનવામાં ઉઝર નથી કે તેજ જાફર શીરાઝીને બુરા ભલા કહેવામાં આવ્યા છે કે જેમનો સમાધિ ગૃહ (મઝાર) અમદાવાદમાં છે. તોપણ કોઇપણ કોમનો કોઇ શખ્સ તે નામુલાયમ શબ્દોને કાંઇપણ અહેમીયત નથી આપી શકતો કે જે મુસનનિફે એક બીજી કિતાબ ઉપરથી લીધા છે.

ઇનસાની ફિતરત અને મઝહબી જઝબાત (જુસ્સો) ની અસર એવીજ હોય છે. એતેરાઝ ઉઠાવનારા સાહેબ જરા પોતાના ધાર્મિક અહેસાસ તપાસે, અને ન્યાયની રીતે કહે કે જો સુન્નત જમાઅત કે શીયા જમાઅતમાંથી કોઈ માણુસ અલગ પડીને એમની બુરાઇ કરવામાં મશગુલ થાય, અને ખુલ્લી રીતે તેમના મઝહબની તૌહિન કરે, અને લોકોને

ભડકાવે તો શું મોટા મોટા ઉલમાઓ, અને મુજતહીદો તેના વિરૂદ્ધમાં સખ્ત અને બદતરીન (ખરાબમાં ખરાબ) શબ્દો વાપરવામાં પોતાનો ધાર્મિક જુસ્સો રોકી રાખશે કે? આ એક એવો સવાલ છે કે જેનો જવાબ નકી સિવાય બીજી કોઈ રીતે આપી શકાય નહિ.

**ઇન્હોંને ખુદગરજી શિકલેં કભી દેખી નહિ શાયદ,**
**વોહ જબ આઇને દેખીંગે તો હમ ઉનકો દીખા દેંગે.**

મોહસિનુલ મુલ્ક બહાદુર નવાબ મહેદીઅલીખાં સાહેબ મર્હુમે જ્યારે પોતાનો ધર્મ બદલ્યો, અને શીયા ફિરકાની વિરૂદ્ધમાં આયત લખી તો શીયા લોકોએ તેમની વિરૂદ્ધમાં ઘણાજ હલકા શબ્દોમાં જે કિતાબો લખી છે, તે આંખોવાળા (અહેલે બસીરત) થી પોશીદા નથી. પણ અમે તવાલતના ખ્યાલથી માત્ર એકજ કિતાબના કેટલાક ફકરા લખીએ છીએ. એ પણ યાદ રાખવું જોઇએ કે નવાબ મોહસિનુલમુલ્ક કોઈ મામુલી શખ્સ ન હતા.

"ઇલમ ઇસકા બુદ્ધી મુલકુલઅલામ હય, યા બકશફ વ ઇલહામ, યા અઝ કબીલ અઝગાસ અહેલામ, યા મિસ્લે શયતાની અહેતિલામ હે. આપકે મુંહમેં કીસીને લગામ નહિ દી હય, જો જી ચાહતા હય બકતે હંય." (રમીઉલજુમરાત મુન્નીફ ખાદિમહુસેન પાનું ૫૫) તેજ કિતાબ "કોઇ બાત આપકી તબલીસ ઇબ્લીસીસે ખાલી નહિ." તેજ કિતાબ પાનું ૪૧૯ "અગર પેગમ્બરે ખુદાનેભી ઉસ્તાદે શૈતાન.........કો થોડીસી મોહલત દી કે શયતાનકો અપને સાયેસે બહેકાકર, ઔર ઉસકા કારોબાર અપને સરપર ઉઠાકર આપકે એસે ખલકુલ સદ્દક પેદા કરે જો કભી શેતાન કે બાપસેભી પેદા ન હોતે"

"ફિરઓનેસાની હઝરત મુખાતિબ હુએ. તુમ્હારે લીયે ખુદાને મુજકો મુસા કીયા હય." **તેજ કિતાબ પાનું ૪૯૭**

જેમ ઉપર નવાબ મોહસિનુલમુલ્ક શીયા પંથમાંથી સુન્ની પંથમાં આવવાનો, અને તેમના ઉપર ગલીઝ હુમલા થવાનો દાખલો આપવામાં આવ્યો છે તેમ અત્રે મૌલવી સૈયદ અહેમદ સાહેબનો દાખલો આપવામાં આવે છે કે જે પહેલાં સુન્નત જમાઅતમાં હતા, પણ પાછળથી શીયાપંથમાં ભળી ગયા. અને સુન્નીઓના વિરૂદ્ધમાં અનવારૂલહુદા નામની કિતાબ લખી. તેનો જવાબ સુન્નીઓ તરફથી ઘણી સખ્ત રીતે આપવામાં આવ્યો છે.

નાના નાના ધાર્મિક મતભેદોમાં એક બીજા ઉપર વાકયપ્રહાર કરવાના જે બનાવો બને છે, તે લોકોની દૃષ્ટિથી છુપા નથી.

સુરૈયા સાહેબે જરા આ તમાશો પણ જોવો જોઇએ કે એકજ ફિરકાના અને એકસરખા એતેકાદવાળા બે બુઝુર્ગો કેવી રીતે લડે છે

તખદીર ઇબાદુલ્લાના કર્તા મોલવી મહમદ ફકીરૂલ્લાહ સાહેબ પોતાના પુસ્તકના ૪ થા પાના ઉપર મૌલાના હાફિઝ અબદુલ્લા ગાઝીપુરી તરફ ઇશારો કરીને કહે છે કે " અલહાદ વ ફિસાદ વ અહેદાસ વ ઇજાદ દર દીને રબ્બુલ ઇબાદ કે સકરસે આપ સરગરદાન વ સકરહેં " તેજ પુસ્તકના ૬ ઠા પાના ઉપર લખે છે કે " દેખો મુલહિદ સનાઉલ્લા કિતની મોહરેમાત અબદીયેકો હરામ બનાચુકા હય. " તેજ પુસ્તકના ૨૮ મા પાના ઉપર લખે છે કે " કશમીરીદજ્જાલ, બિલા મકાલ, બિલા મિસાલને ઇસ જગેહ બસદ મજબુરી મુનાફિકાને હક્કા ઇકરાર, ફિર ઉસકા ઇન્કાર. " અજબ

શાહ અહેમદ રઝાખાન સાહેબ કિબ્લએ કાબા બ્રેલવી વિરૂદ્ધ મોલવી મહમદખાન મંડોલીવાલાનો ઇશતેહાર.

"અને જો મોટા હઝરત (મોલવી અહેમદ રઝાખાન સાહેબ બ્રેલવી.) કાંઇ પણ બોલ્યા તો હમણા સુધી તેમની વહાબીયતજ જાહેર થઇ રહી છે. ફરી એ વાત પણ સાબીત થશે કે તે માત્ર વહાબીજ નથી, પણ હુઝુર સરવરે આલમ સ. અ. વ. અને તેમની અહેલેબેતના દુશમન, અને આપના ધર્મના દુશ્મન અને પાકા રાફઝી છે."

સુરૈયા સાહેબે આ ઉપરથી જોવું જોઇએ કે અંદર અંદરના નજીવા ધાર્મિક મતભેદોના અંગે ઇસલામના કેવા કેવા અકાબરો ઉપર કેવા સખત અને અયોગ્ય શબ્દોમાં હુમલા કરવામાં આવ્યા છે. ઉપરના દાખલા ઉપરાંત આ દાખલો પણ જોવા જેવો છે કે જેમાં મોટા મોટા આલિમો ઉપર મુશરિક હોવાનો આક્ષેપ મકવામાં આવ્યો છે. અને તે આ પ્રમાણે છે.

## સવાલિફ વહાબીયતકી તશ્વીર.

"મોલવી બુરહાનુલહક સાહેબ ઇસ્માઇલ દહેલવી, મોલવી રશીદ અહેમદ સાહેબ ગંગોહી મૌલાના અશરફઅલી સાહેબ થાનવી, અને મોલવી મહમદ કાસિમ સાહેબ નાનુતુઇ, એ સઘળા સાહેબો પડદામાંજ નહિ બલકે ખુલ્લી રીતે પાકા મુશરિક છે."

ઉપર્યુક્ત દૃષ્ટાંતો ઉપરાંત સુરૈયા સાહેબે આ દાખલો પણ જોવો જોઇએ કે હઝરત ઇસ્માઇલ શહીદ રહે. અલયહે જેવા એક બુઝુર્ગ શખ્સને કેવા સખ્ત શબ્દોમાં સંબોધ્યા છે? જનાબ મજદુદ માએતે હાઝેરેહ ઇમામ અહેલે સુન્નત મૌલાના મુફ્તી શાહ અહેમદ રઝાખાન સાહબ કિબ્લા વ કાબા અપની તસનીફ (**અલકોકબશશહાબીયેહ**) મેંઇરશાદ ફરમાતે હંય. "બિલ જુમલે માહેનીમ માહ. વ મહેરે નીમરોઝકી તરાહ ઝાહેર હય કે ઇસ ફિરકે મુતફિરકે **યાની વહાબીયા, ઇસમાઈલીયા ઓર ઊસકે ઇમામ નાફરજામ** પર જુરમન કિતઅન, યકીનન, અજમાલન બવજુહ કબીરેહ કુફ્ર લાઝિમ ઓર બિલાશુબેહ જમાહિર ફિકહાએ કિરામ વ અસહાબે ફતાવા અકાબીર એલામકી તસરીહાત વાઝેહ પર **યેહ સબ કે સબ મુરતદ કાફર** બા જમાએ અયમે ઇન સબપર અપને **કુફરીયાત મલઊનેસે** બિલતસરીહ તૌબે રૂજુ ઓર અઝ સરે નવ કલમે પઢના ફર્ઝ ઓર વાજિબ."

ઉપર જે દાખલાઓ આપવામાં આવ્યા છે, તેમાં ગુલામ અહેમદ સાહેબ કાદયાનીએતો હદજ કરી છે. તેણે અહેલે સુન્નત વલ જમાઅત ઉપર જે શબ્દો પ્રયોગ કર્યા છે, તેનાથી વધુ ગન્દા (નાપાક) શબ્દો બીજાઓને ભાગ્યેજ મળી શકે છે. નીચે લખેલા શબ્દો કસાએદ અહેમદીયેહ ઉપરથી લેવામાં આવ્યા છે, કે જે મીરઝાના પોતાનાજ શબ્દો છે. અને સુન્નત જમાઅતને માટે વાપરવામાં આવ્યા છે. "ખબીસ, શયતાન, મઝલ, કઝઝાબ, નારી, ગવી, અજહલ, અહેમક, શકકી, ઝેબ, કલબ, મલાઇન, અશરાર, લયામ, ફત્તાન, દજ્જાલ, મુફતરી, અવબાશ, બેઈમાન બેહયા વિગેરે વિગેરે."

## બોહતાને અઝીમ

**ખશ્ત અવ્વલ ચું નિહદ મેમારકજ,**
**તાસર યા મીરવદ દીવારકજ.**

અમારા સુલેહપસંદ, અને મુનકસિર મિઝાજ એતેરાઝ કરનાર, સાહેબે મુલ્લાં તાહેર સૈફુદીન ઉપર આ એતેરાઝ પણ કર્યો છે કે "શેખુલ બવાહિરનો આ કોલ છે કે હું રસુલે મકબુલનો હમસર, અને ખુદાના અર્શ ઉપર ખુદાની સાથે તેની બરાબર (જોડેજોડ) બેસનાર છું" જાણ-

વામાં આવતું નથી કે સુરૈયા સાહેબે ઝો નુરિલ હકકિલ મુબીનની કઇ ઇબારત, અને કયા શબ્દોથી આ મતલબ શોધી કાઢી ? ચર્ચાવાળી કિતાબ આ વખતે અમારી સામે મોજુદ છે. અને અમે તેને સારી પેઠે જોઇને તનકીદને માટે તૈયાર થયા છીએ. પરંતુ અમને આખી કિતાબમાં કોઈ-પણ જગ્યાએ એવા શબ્દો નથી મળ્યા કે જેમાં ઉપરના શબ્દોનો ઇશારો સરખો પણ હોય. અમે તે એતેરાઝના કાયમ રહેવામાં એતેરાઝ કરનારની દ્રષ્ટિ પણ અખતિયાર કરી. અર્થાત અમે તેમની દ્રષ્ટિથી કામ લીધું. એટલુંજ નહિ પણ અમારૂં જ્ઞાન, અમારી બુદ્ધિ, અને અમારી સમજ જ્યાં સુધી કામ કરી શકતી હતી ત્યાં સુધી તાવીલ પણ કરી જોઈ, પરંતુ કોઇપણ રીતે એતેરાઝ કરનાર સાહેબના એતેરાઝની સચ્ચાઈ સાબીત થતી નથી. એટલુંજ નહિ પણ આવી તલાશ અને જુસ્તજુ (સંશોધન) માં અમારી બુદ્ધિ વારંવાર અમારા નેત્રોને આ શબ્દો ઉપર ખેંચી જતી હતી "મમલુક આલે મહમદ" અને "અકુલ્ અબીદ ઇમામકુમ" અને તે વખતે એવોજ ખ્યાલ થઇ આવતો કે આવો ફાઝીલ અને ઉંચી મનશક્તિ વાળો શખ્સ એતેરાઝ કરનારની પેઠે બે રંગી વાતો કેમ કરી શકે ? કેમકે તે એક જગ્યાએ પોતાને આલે મહમદનો ગુલામ, અને ઇમામનો કમ-તરીન ગુલામ કહે, અને બીજી જગ્યાએ રસુલે મકબુલનો હમસર, અને ખુદાની પાસે બેસવાનો દાવો કરે એ એક સરાસર બોહતાન છે.

અમારા સાચું બોલનારા મૌલાના વલીમહમદ ઇસ્માઇલ સુરૈયા સાહેબતો મર્દેમેદાન (શુરવીર) બનીને બહાર આવેલા હોવાથી તે આવી આવી ભૂલથાપ આપીને હુમલા કરે એ સ્વાભાવિક છે. પરંતુ નિઝામુલ મશાયખ, અને અલબુરિદ વિગેરેના લાયક અધિપતીઓને શું થઈ ગયું કે તેઓ એવા ખુલ્લા બોહતાનમાં સુરૈયા સાહેબ સાથે હા માં હા મેળવીને આવા એક નહિ ઇચ્છવા જોગ બાબતમાં સામીલ થયા. અહિંઆં તેમનો આ ઉઝર પણ સ્વીકારવા જેવો નથી કે તેમણે મજકુર પુસ્તક જોયું નથી. કેમકે તેમના અખબારોમાં અસલ અરબી ઇબારત પણ દાખલ થઇ છે. અલબત આ એક જુદી વાત છે કે તેઓ અરબી ભાષાથી અજ્ઞાન હોય. અને તેવી સ્થિતિમાં સુરૈયા સાહેબના લખાણ ઉપર ભરોસો રાખીને આગલ બતા-વ્યા પ્રમાણે લખી માર્યું હોય. પરંતુ એક અખબાર અને રિસાલાનો અધિપતી જે દીની અને દુન્યવી સઘળા મામલાઓમાં અભિપ્રાય આપવાનો હક ધરાવતો હોય તે આવી નહિ માફ થઇ શકે તેવી ભુલના આરોપથી બચી શકતો નથી.

# અર્ઝી ફરીયાદ.

**હમને ચાહાથા કે હાકિમસે કરેંગે ફરીયાદ,**
**વોહભી કિસમતસે તેરા ચાહનેવાલા નિકલા.**

હવે અમારા કાયદાના જાણકાર એતેરાઝ કરનારા સાહેબ અર્ઝી ફરીયાદ ઉપર ઉતરી આવ્યા છે. અને ઘણા ઉર્દુપત્રકારોને યોગ્ય બદલો આપીને પોતાના વકીલ બનાવી લીધા છે. અને પોતે સઘળા ઉમરા (ઉમરાવો) વઝરા, નવાબો, અર્થાત સઘળા મુસલમાનોના મુખ્તાર બનીને અદાલત (કચેરી) માં આ દાવાઅરજી પેશ કરે છે કે "શેખુલ બવાહીર મુલ્લાં તાહેર સૈફુદીને કાંઈપણ જરૂરત વિના અભિમાન, અને આત્મશ્લાઘા ના નિશામાં ચકચુર બનીને પોતાની વિદ્યા બતાવવાના ઘમંડમાં ઝો નુરિલ હર્કાકલ મુબિન નામની કિતાબરૂપી નાબદાન મારફત પોતાના ફાસિદ ખ્યાલો, અને અદેખાઇ તેમજ કીનાને જાહેર કર્યા છે. અને પોતાના દિલ તોડનાર દિલદુઃખાવનાર મુખ્લએતેહાદ અને ઇત્તેફાક, ફિતના ફિસાદની જડ, અને મુફસિદ જેવા જુમલા, અને બાગી જેવી કૃતીથી સઘળા મુસલમાનોના દીલ દુઃખાવ્યા છે. આ કારણથી આમ સુલેહશાંતિમાં ખલલ પડવાનો પુરેપુરો યકીન છે. તેથી અરજ કરવાની કે મજકુર કિતાબને પ્રેસઍક્ટ અનુસાર જપ્ત કરીને દરિયાપાર કરી દેવી જોઇએ. અને તેમાં નવ કરોડ મુસલમાનોને કાફર અને મુશરિક બતાવીને આમ મુસલમાનોની લાગણી દુઃખાવેલી હોવાથી સરકારે તેના લેખક સામે કાયદેસર ઇલાજ લેવાં જોઇએ. અને તેમની પાસે, તેમજ તેમના ઉપર શીદા થનારા લોકો પાસે આવા ખોટા અકીદાઓ માટે તૌબા કરાવવી જોઇએ. પણ જો તે પોતે, અને તેમના તાબેદારો તોબા ન કરે તો શરીઅતના ઉલમાઓ, અને મિલ્લતના મુફતીઓ હદીસ શરીફ પ્રમાણે. (એઝાઝહરતીલ બીદ્અો ફી ઉમ્મતી ફલયુઝરે હીલ આલેમુલ ઇલિમોહુ) પોતાનો ઇલમ જાહેર કરીને આ ધિક્કારવા જોગ બીદ્અતનો નાશ કરવામાં એક સેકંડ પણ થોભે નહી. કારણકે તાહેર સૈફુદીને વિના કારણે ઉપર બતાવેલા ઇસ્લામી ધર્મગુરૂઓને ગાળ ગલોચ આપીને ઘણા ખરાબ શબ્દોમાં યાદ કર્યા છે. અને તેમને તેમજ તેમના તાબેઇનોને દોઝખી ઠરાવ્યા છે. માટે તેમના વાહીયાત બોલોનો દલીલોથી રદીઓ આપીને મુસલમાનોની શંકાઓ દુર કરવી જોઇએ અને (લમયતુઓ ફઉલાએકા હુમુઝઝાલેમુન) દુનિઆમાં જાહેર કરીદે."

એતેરાઝ કરનાર સાહેબને તો જાણે સમજ્યા કે તેમની ગણત્રી ન તો ત્રણમાં છે, કે નતો તેરમાં. પણ સૌથી વધુ આશ્ચર્ય તો ખતીબ અને નિઝામુલ મશાયખ દિલ્હી, કોંગ્રેસ દિલ્હી, અલજુરીદ કાનપુર વિગેરે વિગેરે પત્રોના અધિપતી લોકો ઉપર થાય છે. કેમકે તેમણે એક જીભે મુલ્લાં સાહેબની આ ધાર્મિક કિતાબને રાજદ્રોહી કિતાબ સાથે સરખાવવાની કોશીશ કરી છે. એટલુંજ નહિ પરંતુ સરકારને પણ કાયદાની ભૂલથાપ આપીને તેને જપ્ત કરાવવા લાયક ઠરાવવાની કોશિશ કરી છે. જો કે તેમની દૃષ્ટિમાં શકની કાંઈ વજેહ કાયમ થઇ શકતી નથી. ઘણો અફસોસ તો એ વાત ઉપર થાય છે કે એક પત્રકાર છાપખાનાનો કાયદો કેવો છે, અને તેનો કેવો હેતુ છે તે પણ જાણતો નથી. તેમજ એક મઝહબી કિતાબ અને એક રાજદ્રોહી કિતાબમાં કેટલો તફાવત છે તે પણ સમજતો નથી.

અહિં અમે એ સવાલ પૂછીએ છીએ કે જેવી રીતે પત્રકારોએ પોતાની અજ્ઞાનતાને લીધે ઝોનુરિલ હકકિલ મુબિન વિરૂદ્ધ એક મજહુલુલ હેસીયત શખ્સના લખાણ ઉપરથી લાંબા ચોડા મઝમુનો છાપી માર્યા, તેવીજ રીતે શું તેઓ એક એવી ખબર કે જે રાજદ્વારી વિષયને લગતી હોય તેને એવાજ એક માણસના કહેવાથી પોતાના અખબારોમાં છાપવાની હિંમત કરશે ખરા કે? જો તેમણે આવો વિચાર કર્યો હોત તો તેમને જણાઇ આવ્યા વિના રહેત નહિ કે મઝહબ અને સયાસતમાં કેટલો ફેર છે. અને તેમની આ મુશાબેહત કેટલે દરજ્જે ખરી છે. એક મઝહબી જલસો ખુલ્લા મેદાનમાં કરવામાં આવે છે. અને દરેક ધર્મને પોત પોતાના ધર્મનો ઉપદેશ આપવા માટે કાયદાનુસાર છુટ છે. પણ એવા મઝહબી જલસા કે જેનાથી બીજામાં ઉશ્કેરણી થવાનો સંભવ હોય ચુપકીથી કરવામાં આવે છે. પણ એવા રાજદ્વારી જલસા કે જેમાં રાજદ્રોહી ભાષણો થવાના હોય તે ઘણી ગુપ્ત રીતે પણ નથી કરી શકાતા.

સાથે સાથે એ પણ યાદ રાખવું જોઇએ કે નામદાર સરકારના રાજ્યની વ્યવસ્થા કરવાનું કામ અધિપતીઓના હાથમાં નથી કે તેઓ કાંઇ પણ અગત્ય વિના પ્રેસ ઍકટમાં એક એવા પ્રકારનો સુધારો કરાવે, કે જેના વડે એક પત્રકાર જેને ચાહે તેને પોતાની ફરજ બતાવતાં અટકાવી શકે. અને એક કોમનો આગેવાન ગુપ્ત રીતે પણ પોતાના ધર્મની તાલીમ અને તલકીન કરવાથી મજબુર (નાચાર) રહે. શું તેમને એટલી પણ ખબર

નહિ હોય કે ખુદ સરકારનો દૃષ્ટિ એટલી તો વિશાળ છે કે એક જરા જેટલી વાત પણ તેની જાણ બ્હાર રહેતી નથી? એટલુંજ નહિ પણ જે કિતાબથી લોક લાગણી ઉશ્કેરાવાનો જરાપણ સંભવ હોય તેવી કોઈપણ કિતાબને પત્રકારો તરફથી સમાચાર મળ્યા પહેલાંજ તે જપ્ત કરી નાખે છે. તે (સરકાર) કોઈની મદદને માટે મોહતાજ નથી. તેમજ તે કોઇના ભરોસા ઉપર આજે લાંબો સમય થયાં રાજ્ય કરતી નથી.

ખતીબના અધિપતીના આ શબ્દો "રમુજ" થી ઓછા નથી કે "અધિપતીની ફરજ એ હતી કે મુલ્લાં સાહેબની કિતાબ વિરૂદ્ધ પોતાનો અભિપ્રાય આપે. અને એક માણસને પોતાની ફરજથી અટકાવવાનો કોઇને પણ હક નથી." વાહ કેવા સરસ શબ્દો! ખતીબના અધિપતીને તો ફર્ઝથી કોઇપણ અટકાવી શકે તેમ નથી. પણ ખતીબના અધિપતી સાહેબ તો વહોરાઓના વડા ધર્મગુરૂ સાહેબને પોતાની ધાર્મિક ફરજ બજાવતા અટકાવવાનો હક જરૂર ધરાવે છે. આ વાત તો અત્યાર આગમચ સાબીત થઇ ચુકી છે કે મુલ્લાં સાહેબે રચેલી કિતાબ ઝો નુરિલ હકકિલ મુબિન, અથવા તેનું શિક્ષણ નતો રાજદ્રોહી છે, અને નતો તે કોઇપણ રીતે કાયદાની ચુંગાલમાં આવી શકે છે. એટલુંજ નહિ પણ નતો તેનાથી સરકારના માન મરતબા અને સત્તામાં કાંઇ ફરક પડે છે, અને નતો તેનાથી ધર્મને કાંઇ અપમાન થાય છે.

સુરૈયા સાહેબ અને તેમના જેવાજ વિચારવાળા પત્રકારોના અભિપ્રાય અનુસાર ઝો નુરિલ હકકિલ મુબીન જપ્ત થવાને લાયક છે. પણ ઘણું કરીને તેમણે એવાં બીજાં પુસ્તકો જોયા નથી કે જે ખરી રીતે જોતાં અરસ્પરસની લાગણી દુઃખાવનારા છે.

ધાર્મિક છુટછાટના કાયદાને અંગે આજ સુધી જે ફાયદાઓ ઉઠાવવામાં આવ્યા છે તે જગજાહેર છે. તેમાંના કેટલાકના હવાલા અમે આગલ આપી ચુકયા છીએ. અને જો એતેરાઝ કરનારાઓને પણ પુસ્તકોના વાંચનનો મોહ હશે તો તેમણે પણ જોયું હશે કે દેવ સમાજી, આર્યસમાજી, ઈસાઇ, એટલુંજ નહિપણ શીયા અને સુન્ની ફિરકાના અનુયાયીઓ પોતાની ધાર્મિક કૃતિઓમાં કેવી નિડરતા, અને કેવી સ્વતંત્રતાથી બીજાઓની તઝલીલ અને તકઝીબ કર્યા કરે છે. અમે માત્ર તવાલતના ખ્યાલથી માત્ર તેજ કિતાબોના હવાલા આપીએ છીએ

કે જે પુરેપુરી રીતે સાબીત કરી આપશે કે એક ધાર્મિક પુસ્તક કેવી આઝાદીથી લખવામાં આવે છે. અને સરકાર તેવી દિલ દુઃખાવનારી કિતાબને કેટલી હદ સુધી કાયદાની ચુંગાલમાં લે છે

**નાઝ હે ગુલકો નઝાકતપે ચમનમેં અય ઝૌક,**
**ઇસને દેખેહી નહિ નાઝોનઝાકતવાલે.**

હવે અમે તે પુસ્તકોના દાખલા આપીએ છીએ કે જે કેવળ નિડરતા અને સ્વતંત્રતાથી લખવામાં આવ્યાં છે. લાહોરના રિફાહે આમ સ્ટીમ પ્રેસમાં છપાયલા રિસાલા "ખુદાકીનીંદ" નો સને ૧૯૧૦ ના અકટોબરનો અંક. જીવનપ્રેસમાં છપાયલા "ખુદાકા ઝુટાયકીન ઓર ઉસકે બહોત બડે ખોફનાક નતીજે" નામક રિસાલાનો પેજ(પર) સ્વામી દયાનંદ સરસવતી કૃત સત્યાર્થ પ્રકાશના પાના ૬૬૨, ૬૬૪, ૬૭૪, ૬૭૯, ૬૮૧ ઇત્યાદી, ઇત્યાદી. ધરમપાલકૃત "તરકે ઇસ્લામ" પાના ૬, ૯, ૧૦, ૧૧ ઇત્યાદિ, ઇત્યાદિ. આ છેલ્લા રિસાલામાં શરૂઆતથી આખર સુધી ઇસ્લામી ધર્મની ઘણી તોહિન કરવામાં આવી છે. પરંતુ મજકુર પુસ્તકના લેખક વિરૂદ્ધ સરકારમાં ફરીઆદ કરવાને બદલે મોટા પ્રમાણમાં એવા તો ખરા જવાબ આપવામાં આવ્યા છે કે જેમણે લેખકને એમ કહેવાની ફરજ પાડી કે તેના જવાબમાં ડઝનબંધ પુસ્તકો લખવામાં આવ્યાં છે. પરંતુ તે સઘળા પુસ્તકો પૈકીના બે પુસ્તકો એવાં છે કે જે (કર્તાના કહેવા પમાણે) ના લેખકો નવી રોશનીથી વિભુષિત (આ રાસ્તા) થએલા છે. તેમાંનું એક પુસ્તક "તુર્કે ઇસ્લામ" છે, કે જેના લેખક અમૃતસરનિવાસી મોલવી સનાઉલ્લાહ છે. બીજું પુસ્તક "નુરૂદીન" છે કે જેના કર્તા હકીમ નુરૂદીન કાદયાની છે.

મોલવી સનાઉલ્લાહ સાહેબે, અને મર્હુમ નુરૂદીન કાદયાની સાહેબે ધરમપાલના પુસ્તકોથી ડરી જઇને નતો બુઝદિલોના જેવા બખાળા કર્યા છે, અને દુશ્નામીઓ આપી છે કે નતો અઉત્તર (લાજવાબ) થઇને સરકારમાં ફરીઆદ કરી છે. પણ એક શુરવીર (મર્દેમેદાન) પુરૂષની પેઠે તેઓ મેદાનમાં બહાર નિકળી પડયા. અને "તરકે ઇસ્લામ" ના હુમલાઓ "તુર્કે ઇસ્લામ" બનીને અટકાવ્યા. એટલુંજ નહિ પણ પોતે એવા તો જબરદસ્ત હુમલા કર્યા, અને એવા તો દાંત તોડ (દન્દાનશિકન) જવાબ આપ્યા કે હરીફને એતેરાફ કરીને પાછળ હઠવું પડયું.

હવે ખ્રિસ્તીઓના પુસ્તકો તરફ જુઓ. અને ન્યાય કરો કે પંજાબ રીલીજીઅસ સોસાયટી તરફથી છપાયલું "અદમ માસુમીયત મહમદ" નામક પુસ્તક લાગણી દુઃખાવનારૂં છે કે મુલ્લાં તાહેર સૈફુદીન કૃત ઓ નુરિલ હકકિલ મુબીન ?

ખ્રિસ્તી, ઇસિરાઇલિ, આર્યસમાજી અને મુસલમાન એ લોકોના ધાર્મિક અકાયદોમાં તો ઝમીન આસમાન જેટલો ફેર છે. આ કારણથી ઇસ્લામ તરફના તેમના એતેરાઝોથી આશ્ચર્ય થવા જેવું કાંઇપણ નથી. પણ એકજ ધર્મવાળા, અને એકજ ફિરકાવાળા માંહોમાંહે લડી મરે એતો નવાઈ જેવુંજ ગણાય. અમે આ પ્રકારના કેટલાક દાખલા અત્રે રજુ કરીએ છીએ. કયાં છે ઇસ્લામના હામીઓ ? અને કયાં છે પોતાના જિગરમાં ધાર્મિકજઝબાત ( જુસ્સો ) નો અહેસાસ ધરાવનારાઓ ? આવો અને જુઓ કે શરેહ કન્ઝમકતુમ પેજ ૫૭ માં ઇસ્લામના બીજા સાચા શુભેચ્છક, ઇસ્લામનો સૌથી વધુ પ્રસાર કરનાર, ઇસ્લામનો ઉરૂજ ( ચઢતી ) કરનાર, ઇસ્લામને માટે પોતાની હસ્તી નાબુદ કરી નાખવાની અભિલાષા ધરાવનાર, અખલાકે મહમદીનો સાચો નમુનો, અને ખુદાના મિત્રના પ્યારા હઝરત ઉમર ફારૂક રદી. ને કેવા નહિ કહેવાજોગ શબ્દોથી સંબોધવામાં આવ્યા છે ? આવો, આવો, અને તેમાં કેટલે દરજ્જે લાગણી દુખાવી છે તે જુઓ. આ પ્રકારનો કાંઈ આ એકજ દાખલો નથી. પણ તનઝીયુલ અનસાબ, અયને હકનુમા, મિસકાતુલ મુખાલિફ, દલીલુલ મુતહયરીન, ઈત્યાદિ પુસ્તકો પણ તેવાજ દિલ દુઃખાવનારા મઝમુનોથી ભરપુર છે.

એવાં સેંકડો પુસ્તકો છે કે જેમાં શીયાઓએ સુન્નીઓની, અને સુન્નીઓએ શીયાઓની લાગણી દુઃખાવવામાં કાંઇપણ મણા રાખી નથી. એટલુંજ નહિ પણ તેમ કરવામાં પાછળ ફરીને જોયું સરખું પણ નથી. શીયાઓ વિરૂદ્ધ સુન્નીઓએ લખેલા કેટલાક પુસ્તકોના નામ અત્રે રજુ કરવામાં આવે છે. કશફુદદુજા, ઇસિરારૂલ હુદા, મિરાતુલહક, હિદાયતુશશીયે, ઇઝહારૂલહક, રદાલુર રવાફિઝ, સવાએક મોહરકે, ખિલાફત શખીન. ઈત્યાદી, ઈત્યાદી,

**મનઅઝ બેગાનગાં હરગિઝ ન નાલમ,**
**કે બામન હરચે કર્દ આં આશનાકર્દ.**

આ પ્રમાણે જ્યારે એકજ ફિરકા અને એકસરખા અકીદાવાળા એક બીજા ઉપર સખ્ત હુમલા કરે છે, ત્યારે શીયા સુન્નીઓની વાત કયાં રહી? કેમકે તે બન્ને ફિરકાવાળાઓ વચ્ચે કાંઇ અને કાંઇ ધાર્મિક મતભેદ તો રહેલોજ છે. તેથી તેઓ એક બીજાને બુરા ભલા કહે એ નવાઇ જેવું નથી. અમે એવા પણ દાખલા આપી ગયા છીએ કે જેમાં એકજ ધર્મ એકજ અકીદા, અને એકજ ઇમાનવાળા લોકોએ બુઝુર્ગાનેદીન ઉપર કેવા કેવા આરોપો મૂકીને પોતાના ભાઈઓની લાગણી દુઃખાવી છે? અહિં અમે નમુના દાખલ એક વધુ ઉદાહરણ આપીએ છીએ. જુઓ. ખ્વાજા હસન નિઝામી સાહેબ કૃત યઝીદનામા, અને મોહરમનામા, પેજ ૮૨, ૮૮, ૧૦, ૪૪, ૮૦, ૧૧૮, ૧૨૦, ૧૮૬, અને ૧૮૭. ઉપર્યુક્ત પુસ્તકોમાં હઝરત અમીરમઆવીયા રહે. ઉપર તોહમત લગાડવામાં કોઈના પણ જઝબાતનો કાંઈપણ ખ્યાલ રાખવામાં આવ્યો નથી. અને તે પણ એટલે સુધી કે ખુદ લેખકને પોતાને પણ એતેરાફ છે. અને તે પોતેજ કહે છે કે "આ પ્રમાણે હું સાચી વાત કહીને શીયા સુન્ની બન્ને ફિરકાના તાસ્સુબવાળા લોકોને અપ્રસન્ન (નાખુશ) કરવાનો સામાન તૈયાર કરૂં છું. મોહરમનામા ઉપરતો માત્ર કેટલાક દુરસ્ત મિઝાજ સુન્નીઓજ બગડી બેઠા હતા. પરંતુ યઝીદનામાને જોઇનેતો સુન્નીઓની એક મોટી સંખ્યા નાક અને ભવાં ચઢાવશે." જુઓ યઝીદનામા પેજ ૧૩૯.

## ફતવાઓની ધમકી.

**બલાસે કોઇ અદા ઉનકી બદનુમા હોજાએ,**
**કિસી તરેહસે તો મિટ જાએ વલવલા દિલકા.**

હવે માત્ર સુરૈયા સાહેબની આ ધમકી બાકી રહી કે અમે જુદા જુદા સ્થળોના મોટા મોટા ઉલમાઓ, અને મુફતીઓ પાસેથી મુલ્લાં સાહેબને કુફરના ફતવા અપાવીશું.[1] તેમની આ ધમકી પણ કાંઈ નવી નથી. અમે સારી પેઠે જાણીએ છીએ કે તેમણે જેવી રીતે અખબારોમાં મઝમુન છપાવ્યા છે, તેવીજ રીતે તેઓ ઉલમાઓ પાસેથી કુફરના ફતવાઓ પણ અપાવી શકે. અમે તો શું પરંતુ આખી દુનિઆ સારી રીતે જાણે છે. કે કુફરના ફતવાઓ એટલા મોટા પ્રમાણમાં અને એટલી સસ્તી કીમતે વેચાય છે કે જેનું કાંઈ વર્ણનજ થઈ શકતું નથી. જો કોઇએ

૧ જુઓ ઝુલકરનેન ૧૪ મી જુલાઇ ૧૯૧૯

જરાપણ કુરૂઈ અકાયદમાં ઈખ્તેલાફ (મતભેદ, ભિન્નતા) જાહેર કર્યો કે તરતજ મુફતીઓએ તેના માથા ઉપર કુફરના ફતવાઓનો વરસાદ વરસાવી મૂકયો સમજવો.

બિચારા સર સૈયદ અહેમદે શું કર્યું હતું? તેમણે માત્ર કોમની ચઢતી માટે ચિંતા કરી, અને પછાત પડેલી કોમને સંભાળવાની કોશીશ કરી. કોમના અજ્ઞાન બાળકોને તાલીમ આપવાની વ્યવસ્થા કરી. અને કોમની તરફથી સરકારના શકોને દુર કર્યા. પરંતુ તેના બદલામાં કોમ તરફથી તેમને માટે માત્ર હિંદુસ્થાનમાંથીજ નહિ, પરંતુ હરમેન શરીફથી પણ કુફરના ફતવા મંગાવવામાં આવ્યા. છડેચોક ગાલો આપવામાં આવી. અને ભરી સભાની મધ્યમાં તેમના ઉપર જોડા ફેંકવામાં આવ્યો. માત્ર એજ વાત ઉપર કે તે જિસમાની મએરાજને માનતા ન હતા. અને તેવાજ બીજા કેટલાક કુરૂઇ ઇખ્તેલાફ ધરાવતા હતા.

સ્વર્ગસ્થ (મર્હુમ) મૌલાના સિબ્લીએ પણ કોમ ઉપર કાંઈ થોડા ઉપકાર કર્યા નથી. બાળકોની કેળવણી ઉપરાંત ધાર્મિક અને ઇતિહાસીક પુસ્તકો લખવામાં પોતાનું આખું આયુષ્ય ગાળ્યું. પણ તેમને અને તેમના મદરેસાને કોમના ઉલમાઓએ એટલા માટેજ કુફરનો ફતવો આપ્યો કે તે ૭૩ ફિરકાવાળી હદીસને મવઝુએ સમજતા હતા. અને તેમણે અવફાફને જાએઝ કામમાં લગાડવાની કોશીશ કરી હતી.

શાહ વલી અલ્લાહ સાહેબ દહેલવી રહે. અલય. મોલવી રશીદ અહેમદ સાહેબ ગંગોહી રહે. અલય. અને દેવબંદી મદરેસાના બાની મૌલાના મહમદકાસમ સાહેબ ઈત્યાદીએ પણ કોમને કાંઈ ઓછો ફાયદો પહોંચાડયો નથી. પરંતુ તેઓ પણ કુફર અને શિર્કના ફતવાઓથી પોતાને બચાવી ન શકયા. ખર્ર, આતો જુના બનાવો છે, પણ અમે કાલનો જ તાજો દાખલો આપીએ છીએ. કાબાના સેવકોની અન્જુમન (અનજુમન ખુદ્દામે કાબા) ના પ્રમુખ (સદર) ફિરંગી મહોલ્લાવાળા મૌલાના અબ્દુલબારી કે જેમની સિફતો, સચ્ચાઈ, અને હકપરસ્તી આદી ગુણો એવાતો જાહેર છેકે જેને માટે વખાણ કરવાની કાંઈપણ અગત્ય રહેતી નથી. પરંતુ તે પણ કેટલાક એકાંતવાસી ઉલમાઓની કુફરબાઝીથી બચી ન શકયા. જુઓ મુશીદેરોઝગાર તા ૧૦ ઓગષ્ટ ૧૯૧૯. તેજ પ્રમાણે જો મુલ્લાં તાહેર સૈફુદીન ઉપર પણ કુફરના ફતવા મંગાવવામાં આવે

તો તેમાં નવી વાત કઈ છે, અને તેમાં તેમને કયાં તકલીફ ઉઠાવવી પડે તેમ છે ?

અમારી કોમના સલાહકાર અને ધર્મનિષ્ઠ (શરીઅતનાપાબંદ) એતેરાઝ કરનારા સાહેબે આ વાત ઉપર સૌથી વધારે વજન આપ્યું છે કે ઝો નુરિલ હકકિલ મુબીનથી ઈસ્લામમાં રખ્નો પડી જવાનો સંભવ છે. પહેલાં તો આ ખ્યાલ ઘણો કમઝોર છે. આજે લગભગ ૧૩૦૦ વરસ થયાં ઇસ્લામના વિરોધીઓ ઘણી સખ્ત કોશીશો કરી રહ્યાં છે. પણ અત્યાર સુધી તેના કોઇપણ કાયદા, કે કોઇ પણ ઉસુલને રદ ન કરી શકયા. અમારામાં પણ કેટલાક એવા બુઝુર્ગો થયા છે કે જેમણે ઇસ્લામને નાબુદ કરવાની કોશીશ કરવામાં કાંઇ પણ મણા રાખી નથી. મી. ઝરીફ એમ.

એ. પોતાના પુસ્તક "ઇસ્લામ અને અકલીયત" ના ૨૩ મા પાના ઉપર લખે છે કે "જો મુસલમાનો પોતાની કોમને ખુશહાલ, સ્વતંત્ર, પ્રતિષ્ઠીત, અને પ્રબળ બનાવવા ચાહતા હોય તો તેમણે અવહામ પરસ્તીનો ત્યાગ કરવો જોઇએ. અને પોતાની બુદ્ધિ પ્રમાણે ચાલવું જોઇએ. તેઓ **ખાનએ ખલીલનો ત્યાગ કરે, અને ખાનએ ખુદા અર્થાત નેચર (કુદરત) ને ગ્રહણ કરે. કાબા (શરીફ) નો ત્યાગ કરે, અને દેરમાં ચાલ્યા આવે. મોમિનો કાફર થઇ જાય. અને મુસલમાનો મુલહિદ થઇ જાય તેમજ કુફ્રનું નામ ઇમાન, અને ઈલ્હાદનું નામ ઈસ્લામ થવું જોઇએ."**

જો વહોરાઓના શેખની કૃતીથી ઇસ્લામમાં રખનો પડી જવાનો સંભવ હોય તો મી. ઝરીફ એમ. એ. ના ઉપર્યુક્ત પુસ્તકનું કેમ? શું કોઇ એમ કહી શકે છે કે મી. ઝરીફ, અને તેમના જેવા બીજા લોકો ઇસ્લામને નાબુદ કરી શકયા ? ઇંખ્યાલઅસ્ત મહાલ અસ્તવજનુન. હા. કદાચ સુરૈયા સાહેબ જેવા જીર્ણ એતેકાદવાળા શખ્સ બહેકી જાય તો કાંઇ નવાઈ જેવું નથી.

**ચાહકા નામ જબ આતાહે તો ચડ જાતે હો,**
**વોહ તરીકા તો બતાદો તુમ્હેં ચાહેં કયોંકર.**

સુરૈયા સાહેબ અને તેમના હિમાયતી પત્રકારોએ જે સ્થળે મુલ્લાં તાહેર સૈફુદીન ઉપર પ્રયોજનહીન (બેજા) આક્ષેપો, અને ખોટા સ્વરૂપ

વાળા આરોપો મૂકયા છે, અને જે સ્થળે ઓ નુરિલ હકાકલ મુબીન નામક પુસ્તકને ફીસાદી અને રખનાઅન્દાઝ કહેવામાં આવ્યું છે, અને જે સ્થળે તેના ધાર્મિક શિક્ષણ અને તલકીનને આમ મુસલમાનોની લાગણી દુઃખાવનાર તરીકે જાહેર કરેલ છે, તેજ સ્થળે તેમણે આ દુનિઆમાં અસ્તિત્વ ધરાવતા અનેક ધર્મો, ફિરકાઓ, અને સોસાયટીઓ પૈકી એ કાદ ધર્મ, ફિરકો, કે સોસાયટીના શિક્ષણ, તલકીન, ઉસુલ અને અકાયદનો નમુનો રજુ કરી એ બતાવી આપવું જોઇતું હતું કે સમસ્ત લોકોની લાગણીને સંભાળનાર, દુનિઆમાં સુલેહશાંતિ કાયમ રાખનાર અકાયદ, ઉસુલ, અને કિતાબો આવી હોય છે. પરંતુ આહ! ઇસ્લામ અને તેનું શિક્ષણ, મુસલમાનોના અખલાક અને તેમની એકદીલી, તેમની રાસ્તબાઝી અને દિલરૂબાઇ જે એક નમુના સમાન હતી, તે સ્વપ્નવત્ (ખ્યાલ) થઇ પડી છે. હવે તેમનામાં કનિષ્ટમાં કનિષ્ટ દિલ આઝારી, બદ અખલાકી, દિલ શકની ફિતના ફિસાદ, નફાક, અનાદ, દુશમની આદિ દુર્ગુણો ઘણી સહેલાઇથી જોવામાં આવે છે. પરંતુ શું અમારા મોઅતર્ઝ સાહેબ પણ પોતાના કાયમ કરેલા મોએયાર ઉપર કોઇને પુરા ઉતારી શકે છે?

ખ્રિસ્તીઓ ઇસરાઇલો આર્યસમાજીઓ અને મુસલમાનો તો મઝહબ, અકીદા, અરે એટલુંજ નહિ પરંતુ તમદુન, અને મઆશેરતમાં પણ એક બીજાથી જુદા છે. પણ અહિંઆં તો સવાલ એ છે કે અમે ઇસ્લામના અનેક ફિરકાઓમાંથી કોઇના પણ અમલને પેશ કરી શકીએ છીએ કે નહિ? વાંધો ઉઠાવનારાઓ કોના કોના નામનું રૂદન કરશે. તેઓ ઇસ્લામી દુનિઆની થોડી મુસાફરી કરે. અને જુએ કે મુલ્લાં તાહેર સૈફુદીને ધાર્મિક શિક્ષણને માટે જે પદ્ધતી રાખી છે, અને જે તેમને ત્યાં પહેલાંથીજ પ્રચલિત (જારી) છે, તે સરસ છે, કે બીજાઓનો અંદાઝ સારો છે?

**બસ તંગ ન કર નાસેહ નાદાન મુઝે ઇતના,**
**યા ચલકે દિખાદે કમર એસી દહન એસા.**

એ ધર્મો અથવા એ ફિરકાઓ એકજ ખ્યાલના હોય એ એક મોટી વાત છે. પણ અહિંતો ભાગ્યેજ બે માણસો પણ એવા મળી આવશે કે જેઓ એક સરખા વિચારના હોય. અને ખરૂં પૂછો તો તેમ થઇ શકે પણ નહિ. કેમકે જગતનિયંતા (ખુદા) એ આપણને જે બુદ્ધિ આપી છે, તે એવા પ્રકારની છે કે કેટલીક વખતે આપણે પોતે આપણા પોતાના

વિચારોને બીજા બધા કરતાં સરસ સમજીએ છીએ. પણ બીજા પ્રસંગે તેજ વિચારો પાછા બદલાઇ જાય છે. જ્યાં સુધી તેજ પ્રકારની ખરાબ અને સારી વસ્તુને આપણી સામે રજુ કરવામાં ન આવે ત્યાં સુધી આપણે કોઇ વસ્તુના સારાપણાને જાણી શકતા નથી. આવી સ્થિતિ હોવા છતાં જો કોઇ માણસ એવો દાવો કરે કે જે વસ્તુનું તોલ કરીને તેણે એક સારી વસ્તુ તરીકે પસંદ કરી છે, તેજ સારી છે. તો તેજ માણસને બીજી જગ્યાએ તેજ મિઝાન ઉપર અને તેજ વસ્તુ કે જે પહેલાં સારી લાગતી હતી, તે હવે નવી જોએલી વસ્તુ કરતાં ઉતરતા પ્રકારની લાગે છે.

આવી ઇન્સાની ફિતરતના ઉસુલથી જો કોઇ ધર્મગુરૂ પોતાના ધર્મની સચ્ચાઇમાં બીજા ધર્મની બુરાઈઓનું વર્ણન કરે તો તે ઇલઝામને લાયક કેમ કરીને સમજી શકાય? શીયા લોકો સુન્નીઓના અકીદાઓનો રદીયો આપીને પોતાના ઉસુલોની સચ્ચાઈ જાહેર કરે છે. અને તેવીજ રીતે સુન્ની લોકો શીયા લોકોના અકીદાઓની બુરાઈ બયાન કરીને પોતાની ભલાઈ (સારાપણું) દેખાડે છે. તેમના એવા ઉસુલો ઉપર એતેરાઝ કરવો તે ઇનસાની ફિતરત ઉપર એક મોટામાં મોટું ઇલિઝામ લગાડવા જેવું છે.

અમે જે જુદા જુદા અકીદાઓના પુસ્તકોના હવાલા આપ્યા છે તેમાં અમારી મનશા એવી નથી કે અરસ્પરસ કાંઇક નવોજ ઝઘડો ઉત્પન્ન થાય. માત્ર એતેરાઝ કરનારા સાહેબોની તસકીનને માટેજ તેવા દાખલા આપ્યા છે. અને તે એટલા માટેજ કે આવા પ્રકારની તહેરીરો દરેક ફિરકા અને દરેક ધર્મમાં ભરેલી છે એ વાતની તેમને ખાત્રી થાય. જો આ પ્રમાણે ન હોત અને એક ફિરકાનો માણસ બીજા ફિરકાના ધાર્મિક અકીદાને ખરો માનત તો આજે દુનિઆમાં જે અનેક ધર્મો, અનેક ફિરકાઓ, અને અનેક ધાર્મિક સોસાયટીઓ પ્રચલિત છે, તેને બદલે સઘળા મનુષ્યો એકજ ધર્મને માનનારા હોત. કેમકે પ્રત્યેક ધર્મના અનુયાયી પોતાના ધર્મ અને પોતાના અકીદાને બીજાઓ કરતાં શ્રેષ્ઠ પુરવાર કરવાનો પ્રયત્ન કરે છે. અને તેમાં પ્રત્યેકની પદ્ધતી એવીજ હોય છે કે પોતાના ધર્મની સચ્ચાઇમાં સામાના મતનું ખંડન કરવું.

અહિં અમારે ન્યાયની દૃષ્ટિથી કહેવું જોઇએ કે મુલ્લાં તાહેર સૈફુદીન અને તેમણે રચેલું પુસ્તક સઘળા આરોપોથી મુક્ત ગણી શકાય કે જે એતેરાઝ કરનારા સાહેબોએ તે ઉભય ઉપર મૂકયાં છે. તેમણે જે

શાઇસ્તાહ અને મહેઝુબ પહેલુમાં પોતાની કોમને શિક્ષણ આપેલું છે, તેની મિસાલ ઘણી થોડી મળી શકે છે.

**હસદ સઝાએ કમાલે સખુન હય કયા કહીએ,**
**સિતમ બહાએ મતાએ હુન્નર હય કહીએ.**

એતેરાઝ કરનારા સાહેબો જરા ઇન્સાફથી કામ લે, અને લેખકના લખાણમાં યોજાયલા શબ્દોને ફરીથી જુએ, અને કહે કે તેમાં કયાં, કોની અને કેવી રીતે લાગણી દુખાઈ છે ?

પુસ્તકમાં જે ઠેકાણે "વસી" શબ્દ પ્રયોગ કરવામાં આવ્યો છે. અને વસાયતની અગત્યતા બતાવવામાં આવી છે, તે ઇબારત પણ એક બીજા પુસ્તકમાંથી લેવામાં આવી છે કે જે અમે આગળ બતાવી ચુકયા છીએ. અને તે પ્રમાણે ઉતારો કરવામાં પણ એવી સાવચેતી રાખવામાં આવી છે કે બીજા અસહાબોને બુરા ભલા કહેવાનું તો બાજુએ રહ્યું, પરંતુ ઇશારારૂપે પણ તેમનું વર્ણન કરવામાં આવ્યું નથી. અને તે એટલે સુધી કે હઝરત અલી રદી. નું નામ પણ સાફ રીતે લખવામાં આવ્યું નથી. અને તે એવાજ ખ્યાલથી કે રખેને કોઇની લાગણી દુઃખાય. અને તેવો હેતુ પાર પાડવા માટે માત્ર "વસી" શબ્દ પ્રયોગ કરવામાં આવ્યો છે, કે જેથી કોઈને પણ ઉશ્કેરાવાનું કારણુજ ન મળે. આ સઘળી સાવચેતીઓ રાખવા ઉપરાંત મજકુર પુસ્તક પણ ઘણા એહતેયાત સાથે છપાવવામાં આવ્યું છે કે જેનું વર્ણન અમે આગળ આપી ગયા છીએ. આ પ્રમાણે હોવા છતાં પણ જો કોઈ વ્યક્તિ જાતિય વિરોધને લીધે તેને લાગણી દુઃખાવનારૂં કહે, તો ભલે તે તેમ કહ્યાજ કરે.

**ગાલિબ બુરા ન માન જો વાએઝ બુરા કહે,**
**એસાભી કોઈ હય કે સબ અચ્છા કહે જિસે.**

ખરી વાત તો એ છે કે જ્યારે કોઈની બુરાઇ કરવાનોજ નિશ્ચય મનમાં કરી લેવામાં આવે છે ત્યારે તેનાં સઘળાં હુન્નરો (સદ્ગુણો) એબ (દુર્ગુણો) રૂપે દૃષ્ટિગોચર થાય છે. અને તેવાજ સ્વરૂપમાં રજુ પણ કરવામાં આવે છે. અમારા મોઅતર્ઝ સુરૈયા સાહેબે પોતાના સ્વભાવ સમક્ષ લાચાર થઇને જે સ્થળે મુલ્લાં તાહેર સૈફુદ્દીનની જાત ઉપર પ્રયોજન રહીત તિરસ્કાર દર્શાવ્યો છે. અને ખોટા આક્ષેપો મૂકયા છે, તે સ્થળે

એક એવો પણ આરોપ મૂકયો છે કે "મુલ્લાં સાહેબ સુન્ની લોકોને મળવામાં નફરત સમજતા હતા. પણ પોતાની કિતાબના ફિસાદને દબાવી દેવા માટે જો કોઈ દુનીઆદાર[1] મોલવીના પેટનો ખાડો પુરીને તેની મુઠ્ઠી ગરમ કરી હોય તો તે બનવાજોગ છે. તે અરસામાં મુલ્લાંએ કોઇને પૈસા આપ્યા. અને કોઇની ભોજન મધપાન[2] (મયનોશી) આદીથી બરદાસ્ત કરી. કોઇને શાલ દુશાલા આપ્યા. તે એવી શરતે કે તે દરેક જગ્યાએ કહેતો ફરે કે ઝો નુરિલ હકકિલ મુબાનમાં કાંઈપણ નથી."

જો અમે સુરૈયા સાહેબના આ કથનને ખરૂં માની લઇએ કે મુલ્લાં સાહેબ એટલા માટેજ રૂપીઆ, પૈસા અને શાલ દુશાલા આપે છે કે સુરૈયા સાહેબે તેમની કિતાબ ઝો નુરિલ હકકિલ મુબીન વિરૂદ્ધ મુસલમાનોના દિલોમાં જે બદગુમાનીઓ પેદા કરી છે તે દુર થઈ જાય. તો પણ મુલ્લાં સાહેબના અખલાક અને તહેઝીબને કાંઈપણ ડાઘ લાગી શકતો નથી. બલકે તેમના તેવા વર્તનથી એજ વાત સિદ્ધ થાય છે કે તેમને પોતાના મજકુર પુસ્તકથી કોઈનું દિલ દુઃખાવવાની ઇચ્છા ન હતી. અને તેટલા માટેજ અહેતેયાતની ગરઝથી તેમણે બની શકે તેટલી કોશીશ કરીને મજકુર પુસ્તક ગુપ્ત રીતે છપાવીને પ્રગટ કર્યું હતું. પરંતુ કેટલાક આપસના (અંદર) ના ફિતનાખોર માણસોએ વિરોધી બનીને તેમના ગુપ્ત શિક્ષણ અને તલકીનને ખુલ્લી રીતે દિલઆઝારીનો જામો પહેરાવી દીધો. અને સુરૈયા સાહેબની રંગ આમેઝીયોએ તેને વધુ ચળકાટ આપ્યો. તેથી ફિસાદ થતો અટકાવવા માટે મુલ્લાં સાહેબના સુલેહપસંદ સ્વભાવે જો તેવી વર્તણુંક અખત્યાર કરી હોય તો તેમણે ખોટું શું કર્યું? એમ કરવાથી તો તેમની સુલેહપસંદીના જવાહિરો વધુ ચળકી ઉઠે છે.

મુલ્લાં સાહેબ ઉપર, ઉપર પ્રમાણે જે આક્ષેપ મૂકવામાં આવ્યો છે, તેવો તેમનો હેતુ તેમ કરવામાં હોઈ શકે નહિ. જોકે અમને મુલ્લાં સાહેબને મળવાનો પ્રસંગ તો નથી મળ્યો. પરંતુ અમે હિમ્મતથી એટલું કહી શકીએ છીએ કે એમનો આ તરીકો આબાઇ (હમેશનો) છે, કાંઇ નવો નથી. મજકુર પુસ્તક છપાયા પહેલાં પણ જે લોકો તેમને, અને તેમના વડીલો (પહેલાના શેખુલ બવાહિરો) ને મળવા જતા હતા, તે ખાલી

---

૧-૨ કેવો ગઝબ છે કે દુનિઆદારી અને શરાબનોશીનો ઇલઝામ ખાસ કરીને તે ઉલમાઓ ઉપર લગાડવામાં આવ્યો છે કે જે સુરત મુકામે ભરાયલી એજ્યુકેશનલ કોન્ફરન્સ વખતે મુલ્લાં સાહેબના મહેમાન થયા હતા.

હાથે પાછા આવતા ન હતા. પછી તે તેમના પોતાનાં ફિરકાના હોય કે કોઈ બીજા ફિરકાના. આ પ્રકારના સેંકડો દાખલા અમે આપી શકીએ તેમ છે.

અમને પણ કેટલાક બુઝુર્ગોની સોબતમાં બેસવાનો, અને કેટલાક બુઝુર્ગોના વાકેઆત સાંભળવાનો, તેમજ તેમની સવાનેહઉમરી (તવારીખ) જોવાનો પ્રસંગ મળેલો હોવાથી એટલો પત્તો તો જરૂર મળે છે કે લગભગ તે બધાનો એવોજ તરીકો હતો, અને હમણા પણ છે.

ખ્વાજા હસન નિઝામી કૃત કિતાબુલ અસરાર ઉપરથી અમે એક દાખલો અત્રે આપીએ છીએ. તે ઉપરથી જણાશે કે બુઝુર્ગોનો આવો તરીકો માત્ર હિંદુસ્થાનની હદમાંજ નથી, પરંતુ બ્હારના દેશોમાં પણ તે જોવામાં આવે છે.

ખ્વાજા હસન નિઝામી સાહેબ પોતાની સ્યાહત મિસરો શામ અને હિજાઝમાં લખે છે કે “ છેવટે તે માણસે (અર્થાત અબદુલબહા અબ્બાસ આફન્દી) કે જેમની આગળ લાખો માણસો અદબથી માથું ઝુકાવીને નઝર (ભેટ) મૂકે છે; તેમણે મારી સામે એક અશરફી મૂકી. પણ મેં તેનો અસ્વીકાર કર્યાથી તેમણે જણાવ્યું કે “મારા બુઝુર્ગોનો કોલ છે કે કોઇપણ મહેમાનને ખાલી હાથે જવા દેવો નહિ. તેમને રોકડ, કપડાં, અથવા બીજી કાંઈ વસ્તુ આપવીજ જોઈએ. માટે આપે મારી નઝર (ભેટ) કબુલ કરવી જોઇએ. અને જો આપને તેની જરૂર ન હોય તો ખેરાત (દાન) તરીકે કોઇને આપી દેજો ” જો આ બનાવ ઉપરથી શિખામણ લેવામાં આવે તો મુલ્લાં સાહેબના તરીકા ઉપર પણ સારો પ્રકાશ પડે છે. જો સુરૈયા સાહેબ આ વાત ઉપર પણ હાશિયો ચઢાવે. (નોટ લખે) અર્થાત ટીકા કરે કે અબદુલબહા અબ્બાસ આફન્દીએ પણ પોતાની કોઈ બદનામીમાંથી બચવા માટે ખ્વાજા સાહેબને એક અશરફી આપી હશે, તો આ વાતનો જવાબ અમારી પાસે નથી.

## બિદ્આતે મોહર્રમ.

**અલ્લાહરે એસે હુસ્નપે યે બે ન્યાઝીયાં,**
**બન્દે નવાઝ આપ કીસીકે ખુદા નહીં.**

અમારા તાઝીઆ પરસ્ત (પૂજક) એતેરાઝ કરનારા સાહેબ પોતાના એતેકાદો (શ્રદ્ધાઓ) ઉપર તાસ્સુબનો પડદો નાખીને મુલ્લાં સાહેબના તે કૃત્ય ઉપર કે જે ઇસ્લામની આજ્ઞાને અનુસરતો છે. અને તેમાં પણ ખાસ કરીને અહેલે સુન્નત વલ જમાઅત સમક્ષ તો ઘણોજ અગત્ય[1]નો છે, તેના ઉપર ટીકા કરતાં કહે છે કે "મુલ્લાં સાહેબે આશુરા (મોહરમ માસનો ૧૦ મો દિવસ) ના દિવસે તાબુતનું સરઘસ અને નઝર હુસેનની સબીલો (પાણીની પરબો) ઉપર પ્રતિબંધ મૂકયો."

સુરૈયા સાહેબ જરા આંખો ખોલો, અને વૈરાગ્નિને વધુ તિક્ષણ ન બનાવો, આનું પરિણામ એવું ન આવે કે તમારા ઇમાનને પણ કાંઇક દાગ (કલંક) લાગી જાય. જો કોઈ તાબુત બનાવનાર, અથવા ઇમામ બાડાનો મુતવલ્લી (વ્યવસ્થાપક) આ પ્રકારનો રૂદન પાટલો લઈ બેઠો હોત તો તે કદાચ વાજબી પણ ગણાત. પરંતુ આપ શા માટે હાય રૂદન કરો છો તે સમજવામાં આવતું નથી. તેમજ આપના અકાયદ કેવાં છે, તેની પણ સમજ પડતી નથી. ઘડીકમાં આપ તાબુતનું સરઘસ બંધ પડી જવા વિષે પોકાર કરો છો, તો ઘડીકમાં આપ ભેટ આપવાના બુઝુર્ગોના તરીકાને વખોડો છો. તેમજ શીયા ઇસનાઅશરી બનીને અખબારો તથા રિસાલાઓને ધોકા આપો છો. અને ઘડીકમાં આપ સુન્ની બનીને મુલ્લાં સાહેબને હઝરત પીર રહે. અલયહે. ની ૧૧ મી ઉજવવાની સલાહ આપો છો એ બધું છે શું ? આવી લામઝહબી (ધર્મરહિતપણું) થી શો લાભ થવાનો હતો ? કોઈ એક મઝહબ (ધર્મ) અને તરીકાનો અંગીકાર કરીલો કે જેથી હશરમાં કોઇના તુફેલથી નજાત (મુક્તિ) મળી જાય.

**ઝાહેદા તસબીહમેં ઝન્નારકા ડોરા ના ડાલ,**
**યા બરહમન કી તરફ હો યા મુસલમાનકી તરફ.**

ખરા બનાવો કયાં સુધી ગુપ્ત રહી શકે છે ? અને હકીકત ઉપર કયાં સુધી પડદો રહી શકે છે ? શોધકો શોધ કરીજ લે છે, આતો મુંબાઇનો એક જગજાહેર દાખલો છે, કે જે વિષે નાના નાના બાળકો પણ માહીતગાર હોવાથી તે વિષે વધુ લખવાની જરૂર નથી. ન્યાયાલય (અદાલત) ના કાગળો, અને મુંબાઇના સત્તાધિકારીઓ (હકકામો) પોતે બતાવી આપશે કે ત્યાં તાઝીયા કેવી રીતે બંધ પડયા, અને તેની સાથે મુલ્લાં તાહેર સૈફુદીનને શો સંબંધ હતો ?

---

૧ જુઓ મોહરમની બિદ્અતો મોલવી સદરોદીન સાહેબ કૃત પેજ ૧૨

## હમભી કાઇલિ તેરી નેઝગીકે હંય યાદ રહે,
## એ ઝમાનેકી તરેહ બદલનેવાલે.

અમારા રાસ્તબાઝ, અને વચનના સાચા એતેરાઝ કરનાર સાહેબ એક ઠેકાણે આ પ્રમાણે કહે છે કે "તાહેર સૈફુદીને સુન્નીઓને સરાહતન મુશરિક, કાફર, અને દોઝખી બનાવી દીધા છે." એક જગ્યાએ આ પ્રમાણે કહીને બીજી જગ્યાએ પોતાના ઉપરોક્ત કથનને પોતેજ બદલીને કહે છે કે "ઝો નુરિલ હકકિલ મુબીન શીયા અને સુન્ની જમાઅતોને ઇસ્લામથી ખારેજ કરનાર, ઇસ્લામની તોહીન કરનાર, અને ઇસ્લામીઓને મુશરિક અને કાફર બનાવવાની મતલબ ધરાવનાર, અને ઘોર અપરાધના હકદાર ઠરાવવાની મતલબ ધરાવનાર કિતાબ છે. અને તેની ઇબારત ઉપરથી જણાય છે કે અહેલે સુન્નત વલ જમાઅતની તકફીર, અને રસુલે મકબુલ સ. અ. વ. ના કોલની તકઝીબ, અને દીને ઇસ્લામની તોહીન કરવામાં આવી છે."

સુજ્ઞ વાંચકોએ જરા ધ્યાનથી જોવું જોઇએ કે સુરૈયા સાહેબ એક જગ્યાએ તો સરાહત બયાન ફરમાવે છે, અને બીજી જગ્યાએ ઠરાવ નાર અને મતલબ રાખનાર કહે છે. તો એ બેમાં ખરૂં શું? કાંતો સુરૈયા સાહેબ પોતાના ઓછા જ્ઞાનને લીધો જુદા જુદા અર્થવાળા શબ્દોનો તફાવત સમજી શકતા નહિ હોય અને કાંતો બમિસદાક "દરોગગોરા હાફેઝેહ નબાશદ" અસત્યવાદીને યાદ રહેતું નથી. એ સુત્ર અનુસાર તેમને એ વાતનું સ્મરણ ન રહ્યું કે પોતે મજકુર કિતાબને માટે પોતાના ખ્યાલો પહેલાં કેવા શબ્દોમાં જાહેર કરી ચુકયા છે. અને ફરી શું કહે છે? જો મજકુર સાહેબને કોઇ ગુન્હેગારની વિરૂદ્ધ શાક્ષી આપવા માટે બોલાવવામાં આવે. અને તે વખતે આપ પહેલાં આંખે જોએલી હકીકત કહે, અને પછીથી એમ કહે કે અપરાધીની હરકતોથી એમ જણાતું હતું કે તે કોઇ ગુન્હો કરનાર છે, તો કોર્ટમાં તેમની ઇજ્ઝત કેવી થાય, અને તે અપરાધીને શિક્ષા કરાવવામાં કેટલે દરજ્જે ફતેહમંદ થઇ શકે, તે તેમને તરતજ જણાઇ આવે.



## મોઅતર્ઝ [ ટીકાકાર, ( વાંધો ઉઠાવનાર ) ની કેટલીક ભૂલો.

**ઉઠજા કહાં તલક કોઇ બાતેં બનાએગા,**
**નાસેહ તુ ખુદ ગલત તેરી ગુફ્તાર હય ગલત.**

(૧) સુરૈયા સાહેબે પોતાના વિશાળ અનુભવથી પત્રકારોને એવા સમાચાર આપ્યા છે કે ઝો નુરિલ હકકિલ મુબીનની પાંચ હજાર કોપીઓ છપાઈ છે. ( બિલકુલ ખોટું )

(૨) કોણ જાણે સુરૈયા સાહેબે કેવાં સાધનો દ્વારા આ વાત જાણી કે મુલ્લાં સાહેબે મજકુર પુસ્તકની એકએક પ્રત હિંદુસ્થાનના જુદાજુદા વિભાગના પોતાના આમીલોને મોકલીને એવો હુકમ આપ્યો છે કે આશુરાની મજલિસ વખતે આકાશી કિતાબની પેઠે મિમબર ઉપરથી તેનું પાઠન કરવું ? બારીક શોધ પછી પણ આ વાત અમારા જાણવામાં ન આવી. (કદાચ સુરૈયા સાહેબના કાનમાં કહ્યું હશે.)

(૩) ખુદા જાણે સુરૈયા સાહેબે આવી મતલબ કયાંથી શોધી કાઢી કે મુલ્લાં તાહેર સૈફુદીન લખે છે કે "ઇસ્લામના સઘળા ફિરકાઓના પીર મુરશદ અને બીજા અયમેહ માસુમીન મારા સિલસિલાથી અલગ પડીને મારા વિરૂદ્ધ એક નવિન ધર્મ પ્રચલિત કરીને મારી તાબેદારી નહિ સ્વીકારવા માટે લોકોને બહેકાવે છે. પણ તેઓ ખરી રીતે જોતાં ગુમરાહ (માર્ગ ભૂલેલા ) છે." આં જગ્યાએ મોઅતર્ઝનો અનુભવ અને જ્ઞાન સારી રીતે જણાઇ આવે છે. **દાખલો પણ આપ્યો તો અયમેહ માસુમીનનો કે જેઓ એક અરસાથી અલ્લાહની હુઝુરમાં પહોંચી ચુકયા છે.** જો તેમને પીરો મુરશદ સાથે કોઇને સામીલ કરવા હતા, તો બહેતર એ હતું કે બુઝુર્ગાનેદીનના નામ આપવા હતા.

ખરી વાતતો એ છે કે સુરૈયા સાહેબે વોહરા કોમની સુલેહપસંદીનો લાભ લઇને તેમના પેશવા ઉપર સખ્તમાં સખ્ત આરોપો મુકયા છે.

(૪) કર્તાએ પોતાની કોમના લોકોને મુસલમાનો સાથે હસદ અને કીનો રાખવાનું શિક્ષણ આપ્યું હોય એવું કિતાબમાં તો કોઇપણ સ્થળે જણાતું નથી. આ ઉપરથી જણાય છે કે તે પણ સુરૈયા સાહેબનું એક બોહતાન છે.

## હુશીયાર કે બાઝયચે તિફ્લાન નહિ આલમ.
## યાં આપકે સબ એબો હુન્નર ખુલ્લે રહેંગે,

(૫) અમારી કોમના શુભેચ્છક સુરૈયા સાહેબે પોતાના જદ્દત લખાણથી મુલ્લાં તાહેર સૈફુદીન ઉપર એક એવો આરોપ મૂકયો છે કે "મુલ્લાં સાહેબ કેળવણીના પાકા વિરોધી છે. અને નતો એમણે પોતે કોઇ શિક્ષણ આપતી શાળામાં એક પાઇ આપી છે, કે નતો બીજાઓ પાસેથી અપાવી છે. અલીગઢ કોલેજ, મુસ્લિમ લીગ, ટ્રિપોલીબાલકન વોર—નિરાશ્રીત ફંડ, અને બીજા સખાવતના ફંડોમાં નતો એક પૈસો આપ્યો છે. કે નતો પોતે તેમાં શરીક થયા છે,

અમે અહીંઆં બે એવા મજબુત દાખલાઓ આપીએ છીએ કે જેનાથી સાફ જણાઇ આવશે કે સુરૈયા સાહેબનો અનુભવ કેવો વિશાળ છે?

આલ ઇન્ડીઆ મોહમેડન એજ્યુકેશનલ, કોન્ફરન્સને અંગે બ્હાર પડતા માસીક નામે કોન્ફરન્સ ગેઝેટના ઈ. સ. ૧૮–૧૯ ના ડિસેમ્બર.—જાન્યુઆરીના ૯–૧૦ અંકમાં તેના તંત્રી નિઝામ હેદરાબાદના શેખુલ ઇસ્લામ અને કોન્ફરન્સના જોઇંટ સેક્રેટરી શું લખે છે તે વાંચો. "તે પછી ૨૯ મી ડિસેમ્બરની રાત્રે આલી જનાબ મુલ્લાં તાહેર સૈફુદીન સાહેબ કે જે વોહરા કોમના પેશવા અને ઘણા રોશનખ્યાલ આલિમ છે. અને જેમની બુઝુર્ગી તેમજ અઝમતનો દાખલો અહેલે ઇલ્મ, અને અહેલે બસીરતને ગ્રહણ કરવા યોગ્ય છે, તેમણે કોન્ફરન્સના સઘળા પરોણાઓને ખાવાની, દાવત આપી, અને એક સરસ શણગારેલા અને સારા દેખાવવાળા બંગલામાં મહેમાનોની મિઝબાની કરી. જે સાહેબોએ જનાબ મુલ્લાં સાહેબના દરબારની વ્યવસ્થા, અદબઅદા, અને તેમની પાસે બેસનારાઓની દૃઢ શ્રદ્ધા આદી બાબતોને પોતાની આંખે જોઇ હશે, તેઓ તે દેખાવને કદીપણ ભુલી જશે નહિ. વિચારવંત માણસો માટે મજકુર મજમામાં વિચારવા લાયક ઘણી પોશીદા બાબતો હતી. જો અમારી કોમના સાહેબો મજકુર કેફીઅત અને હકીકત ઉપર જરા વિચાર કરે, અને જુએ કે તેમની બીજી કોમી જમાઅતો, અને ફિરકાઓ એક ઇત્તેહાદી કુવતને મુનતેશર કરવાથી હવે કેવી હાલતમાં છે? અને જે બાબતો વિષે એક જમાનામાં ઇસ્લામીઓને ફખ્ર કરવાનો મોકો હતો, તે શા કારણથી મુનતેશર થઇને પરાગન્દા અને બરબાદ

થઈ ગયો ? અને તે ઇત્તેહાદી કુવ્વત કે જેની સામે પ્રૌઢ શક્તિશાળી સલતનતો પણ માથું ઝુકાવતી હતી તે કેવી રીતે ફના થઇ ગઇ ?

ઑલ ઇન્ડીઆ કોન્ફરન્સના સઘળા ગૃહસ્થો મુલ્લાં સાહેબની આ રોશનઝમીરી, અને કોમી હમદર્દી માટે હમેશાં તેમના વખાણ કરતા રહેશે. તેમણે ઘણા ખુલ્લા દિલથી હિંદુસ્થાનના મુસલમાનોની કેળવણી કોન્ફરન્સ તરફ હમદર્દી, અને દિલચસ્પી જાહેર કરી છે. અને પોતાના શહેર, અને પોતાના મરકઝમાં શાનદાર તરીકાથી તેમની બેરીઅત અને ઉન્નતી ચાહી છે ”

(૨) શેખ, ઝીયાઉલહક કૃત“પોલીટીકલ ગિરગીટ”ના ૧૦ મા પાના ઉપર આ પ્રમાણે હકીકત છે “ વોહરાઓના મુલ્લાં સાહેબ વોહરા સિવાયના બીજા મુસલમાનોના વિદ્યા વિષયક અને બીજા કામોમાં કાંઇપણ ભિન્નભાવ રાખ્યા વિના ભાગ લે છે. અને તેમણે નવાબ મોહસિનુલ મુલ્કના જમાનામાં અલીગઢ કોલેજને ઘણી સારી મદદ કરી હતી. અને કરાવી હતી ”[1] મજકુર ઇબારત લખનાર તે બુઝુર્ગ છે કે જેમને ખ્વાજા હસન નિઝામી સાહેબે પ્રેમીનો ખિતાબ આપ્યો છે.

સુરૈયા સાહેબના ઉપર્યુક્ત એતેરાઝોના સત્યાસત્યનું તોલ કરવાનું કામ અમે અમારા વાંચકોનેજ સોંપીએ છીએ. અને તેઓ પોતેજ ન્યાય કરશે કે અમારે સુરૈયા સાહેબના મજકુર એતેરાઝોને ખરા માનવા કે ઉપર બતાવેલા સાહેબોની તહેરીરને ?

## ખુદરા ફઝીહત દીગરાંરા નસીહત.

**યેહ ઉઝુર ઇમતેહાને જઝબે દિલ કયસા નિકલ આયા.**
**મંય ઇલઝામ ઉનકો દેતાથા કુસુર અપના નિકલ આયા.**

એમતો અમે ખુદાતાલાની મહેરબાનીથી દાખલા દલીલો વડે આ વાત સારી પેઠે સાબીત કરી ચુકયા છીએ કે દુનિઆમાં કોઇપણ ધર્મ

---

૧ ઉપર જે બે દાખલાઓ આપવામાં આવ્યા છે. તે ઉપરાંત હાલમાં મુલ્લાં સાહેબે સુરતની ઇસ્લામી બોરડીંગ માટે એક લાખ રૂપિઆની મદદ આપી છે. આ વિષે તા ૨૧–૯–૧૯ ના કયસરે હિંદમાં “ મુલ્લાં સાહેબના લોકપ્રિય કામો ” ના મથાળા તળે લખાયલો, એક “ નિષ્પક્ષપાત ઇસ્લામી “ ના ” તખલ્લુસવાળો મારો લેખ વાંચો **ભાષાંતર કર્તા.**

તે આરોપો કે જે એતેરાઝ કરનાર, અને તેમના હિમાયતી પત્રકારોએ મુલ્લાં તાહેર સૈફુદીન અને તેમની કિતાબ ઉપર મૂકયા છે, તેનાથી ભાગ્યેજ મુક્ત હોય. બલકે અમે જે કિતાબોના હવાલા આપ્યા છે તે ઉપરથી એ પણ જણાઈ આવશે કે મુલ્લાં સાહેબે બીજી કિતાબોના મુકાબલામાં કાંઇપણ લખ્યું નથી, અને તેથી તે કદર કરવા લાયક બુઝુર્ગ ગણી શકાય. કેમકે તેમણે પોતાના ગુપ્ત શિક્ષણની કિતાબમાં પણ બીજાઓના પેશવા અને બુઝુર્ગોનો સારો ખ્યાલ રાખ્યો છે. અને તેમાંના કોઇની પણ શાન વિરૂદ્ધ એક શબ્દ પણ લખવાનું પસંદ કર્યું નથી. અમે દાવા સાથે કહી શકીએ છીએ કે જો સુરૈયા સાહેબ પોતાના આખા શરીરનું જોર અજમાવશે તોપણ ઝો નુરિલ હકકિલ મુબીન સખ્ત અને લાગણી દુઃખાવનારી કિતાબ છે એવું સાબીત કરી શકશે નહિ.

**ઉલઝા હે પાઉં યારકા ઝુલફે દરાઝમેં,**
**લો આપ અપને દામમેં સૈય્યાદ આ ગયા.**

હવે જરા મોઅતર્ઝ સાહેબ પોતાની, તહેઝીબ અને શાઇસ્તગીને પણ જોઇ લે. તેમજ નકારખાનામાં તુતી જેવા પત્રકારો કે જેમનું કામ અમને દુનિયાના ખરા બનાવોથી માહિતગાર કરવાનું, બાળકોને તહેઝીબ અને મોટાઓને માન આપતાં શીખવવાનું, યુવકોના ખ્યાલાત દુરસ્ત કરવાનું, વૃદ્ધો માટે આખેરતનો સામાન ફરાહમ કરવાનું, અને સ્ત્રીઓને ખાનેદારી તેમજ બાળશિક્ષણની તાલીમ આપવાનું છે, તેમની હયા પરવરી પણ જોઇ લે. દાખલા તરીકે " અલબુરીદ કાનપુર " પોતાના એક મઝમુનમાં આ શબ્દો લખે છે "તાહેર સૈફુદીનના નાપાક ખ્યાલો" આવા શબ્દો વાંચીને બાળકો પણ એક બુઝુર્ગના ખ્યાલોને કાંઇપણ ભય વિના નાપાક કહે તે સિવાય મજકુર શબ્દોથી શો લાભ થવાનો હતો ?

ખતીબ દિલ્લી, "દાઇયુલ ફિસાદ" ના મથાળા તળે લખે છે કે ખુદાકી તરફ પુકારનેવાલા એસા દરસ્તનવેશ ઓર સખ્તગો નહિ હો શકતા" (ઝબાંદરાઝીનો આ સારો પાઠ છે.)

નિઝામુલ મશાયખ દિલ્હી, પોતાના હી. સ. ૧૩૩૭ ના રમઝાન માસના અંકમાં ૫૪ મા પાનાની ૭ મી લીટી ઉપર આ પ્રમાણે લખે છે. " તે શરમ ભરેલા વાકયો, કે જેની આ જગ્યાએ નકલ કરવાનું પણ અમે

ખરાબ સમજીએ છીએ, તે બાળ, વૃદ્ધ યુવક, અરે એટલુંજ નહિ પણ સ્ત્રીઓના તમામ મદારજને તય કરી નાખે છે. અને તેમના તસવ્વુફના રંગને પણ કાંઈક અંશે ચમકાવે છે."

કોંગ્રેસ, દિલ્હી, "બનાવ એ છે કે માત્ર પોતાના ફિરકા સિવાય બાકીના તમામ ઈસ્લામી ફિરકાઓને કાફર, મુશરિક, દોઝખી અને જહન્નમી ઠરાવવા તે એક એવી મલઉન જસારત છે કે જેના ઉપર જેટલો અફસોસ કરવામાં આવે તેટલો થોડો છે" (બચ્ચાંઓને માટે આના કરતાં વધુ ગેરફાયદાકારક વસ્તુ બીજી કઈ હશે?) આખી કિતાબમાંથી તાવીલથી પણ આ વાત સિદ્ધ થતી નથી કે કર્તાએ કોઈપણ ફિરકાને કાફર, મુશરિક, દોઝખી, અને જહન્નમી કહ્યો હોય.

હવે તહેઝીબ અને શાઈસ્તગીનો દાવો કરનાર મતાનત અને સન્જિદગીના હિમાયતી સુરેયા સાહેબના શબ્દોને જરા જુઓ. તે કહે છે કે (૧) "તાહેર સૈફુદ્દીન એવો ઈકરાર કરે કે તે પોતાના ખાનદાનની દીકરીઓ સુન્ની છોકરાઓ સાથે પરણાવવાને તૈયાર છે" (૨) "તાહેર સૈફુદ્દીનના કોલ વાહીયાત અને બાતિલ" (૩) "તાહેરથી કાયદાની રૂએ, અને ધાર્મિક ઉસુલ પ્રમાણે તોબા કરાવવી."(૪)"કાંઈપણ કારણ વિના આ મુલ્લાંએ ગુરૂર અને તકબ્બુરના નિશામાં ચકચુર બનીને પોતાનું જ્ઞાન બતાવવાના ઘમંડમાં કિતાબ "ઝો નુરિલ હકકિલ મુબીનના વસીઅ નાબદાન મારફતે પોતાના ફાસિદ ખ્યાલો અને ઈર્ષા તેમજ કીનાને જાહેર કર્યો છે."

સુજ્ઞ વાંચકોએ એ વાત ઉપર લક્ષ આપવું જોઈએ કે સુરૈયા સાહેબ આ વાતનો રૂદન પાટલો લઈ બેઠા હતા કે મુલ્લાં તાહેર સૈફુદ્દીને મુસલમાનોના દિલ દુખાવ્યા છે. પણ હવે જરા એમનેજ પૂછવું જોઈએ કે એમના ઉપર બતાવેલા શબ્દોથી મુલ્લાં તાહેર સૈફુદ્દીન સાહેબ, અને તેમના બે લાખ કરતાં પણ વધુ અનુયાયીઓની દિલજુઈ થાય છે? અને જે આરોપો પોતે તેમના ઉપર મૂકી રહ્યા હતા તે શું હવે તેમને પોતાને લાગુ પડતા નથી?

**હરએક બાતપે કહેતે હો તુમ કે તુ કયા હય,**
**તુમ્હી બતાવ યે અન્દાઝ ગુફ્તગુ કયા હય.**

## મોઅતર્ઝના વખાણ.

### ઇસ સાદગીપે કોન ન મરજાયે અયખુદા,
### લડતે હુંય, ઓર હાથમેં તલવારભી નહિ.

હવે અમે અમારા વ્હાલા વાંચકો સમક્ષ સુરૈયા સાહેબના કાંઇક વખાણ કરવા માગીએ છીએ, કે જેથી તેમને પણ ખબર પડે કે ઇસ્લામી દુનિઆના સહી મઅનુનમાં સુલેહના ભંગના કારણરૂપ કયા બુઝુર્ગ છે? અને તેમની સિફતો કેવી છે? એક માણુસના સદ્ગુણો તેની ધાર્મિક ઉત્કૃષ્ટતા, યોગ્યતા, અને અખલાકોથી મુમતાઝ કહેવામાં આવે છે. આમાંથી સુરૈયા સાહેબના અખલાકના નમુનાતો અમે પહેલાં બતાવી ચુકયા છીએ. હવે માત્ર તેમની શરાફતના નમુના બતાવવાનું બાકી છે. જ્યારે તેમને પૂછવામાં આવ્યું કે જનાબ આપ કયા ધર્મમાં છો? ત્યારે ખુદા જાણે એમને કઇ વાતની શરમ લાગી કે સાફ સાફ જવાબ આપવાને બદલે ફરમાવ્યું કે "જયારે આપ મને સારી પેઠે જાણો છો, ત્યારે મારા ધર્મ વિષે તપાસ કરવાની શી જરૂર છે?" એટલુંજ નહિ, પરંતુ પોતાના આવા નહિ જણાયલા મઝહબથી એક પત્રકારને ધોકો આપી તેના કાયદા વિરૂદ્ધ તેના અખબારમાં પોતાનો લેખ છપાવવાનો લાભ પણ ઉઠાવી ચુકયા. "જુઓ આ વિષે અસ્લાહના અધિપતી હી. સ. ૧૩૩૭ ના રજબ—શાબાન માસના અંકમાં ૨૬ મા પાના ઉપર પોતાની ભૂલ સુધારીને શું કહે છે. "મુલ્લાં તાહેર સૈફુદીન સાહેબ દાઉદી વહોરા કોમના મોટા પેશવા છે, અને અમારી સાથે ઘણો સારો વર્તાવ રાખે છે-" "અશશમ્સના ૪, ૫ અને ૬ ઠ્ઠા પાના ઉપર વલી મહમદ સુરયાનીના નામથી જે એક લેખ છપાયો છે તે વિષે અમને અફસોસ થાય છે કે અમે તેને શા માટે છાપ્યો? પણ અસલ વાત એ છે કે વલીમહમદ સાહેબ ઇસ્માઇલે જાહેર કર્યુંકે પોતે એક શીયા ઇસનાઅશરી છે. અને તેથીજ તેમના ઉપર વિશ્વાસ રાખીને તેમના લેખને પ્રગટ કરવામાં આવ્યો. અમને વધુ અફસોસ તો એ વાત ઉપર થાય છે કે શીયાઓના મુકાબલામાં એક મુખાલિફશીયાની તહેરીર (લેખ) અશશમ્સમાં છાપવામાં આવી. પણ દર અસલમાં અમને તેમાં ભૂલથાપ આપવામાં આવી હતી." (અશ શમ્સનો અભિપ્રાય)

---

## સખાવત.

હવે જરા મોઅતર્ઝ સાહેબની સખાવતો તરફ પણ જુઓ.

મુંબાઈનો મુફીદે રોઝગાર નામનો અખબાર, કે જે ઘરના ભેદનો જાણકાર છે, તે પોતાના ૩૦ મી જુનના અંકમાં જણાવે છે કે "એક મૌલાના પાસે એક ગામડીઆએ આવીને સો રૂપિઆની માગણી કરી. મૌલાનાએ તેને કેટલાક દિવસો સુધી હુજરામાં બેસી રહેવાનું કહ્યું. આ પ્રમાણે કહીને મૌલાનાએ તેને એક મોટા બુઝુર્ગ તરીકે જાહેર કરી દીધો. ઘણા લોકોનો તેના ઉપર એતેકાદ બેસી ગયો. પણ એક દિવસ તે ગામડીઓ બોલી ઉઠયો "હમરેકો ખીર નહિ." આ વાકય સાંભળતાંજ લોકોને જણાઇ આવ્યું કે આપની યોગ્યતાજ એવી છે. આવીજ સ્થિતિ સુરૈયા સાહેબની છે. બદલો આપીને મઝમુન લખાવ્યો, અને બદલો આપીને તેને અખબારોમાં છપાવ્યો. અને જે અખબારોએ તેને છાપ્યો નહિ, તેમને પૈસા ખાઇ જવાની ધમકી આપી. પરંતુ તેમના પૈસા હતાજ કયાં? કોનો માલ અને કોની કિસમત? તે વચમાં બોલનાર કોણ? જેના નસીબનું હતું તેને હઝમ થયું. તે ઉપરાંત કાંઈ પત્રકારો તેમના બંધાયલા નથી કે બદલો લઇને તેમનો મઝમુન છાપે. તેમણે પત્રકારોને નજરાણા તરીકે પૈસા આપ્યા હતા. અને નહિ કે દંડ તરીકે. ફરી આપ લખે છે કે "જેમણે અમારા લેખ વિષે પોતાનો અભિપ્રાય આપ્યો નથી, તેઓ પણ અમારા પૈસા પાછા આપે." "કેવી સારી વાત. કેમ જાણે પત્રકારો તેમના ગુલામ અને નમકખ્વાર ન હોય? અથવા ચાલીશ પચાસ રૂપિઆ આપીને તેમને ખરીદી લીધા ન હોય એવુંજ થયું. હવે વાંચકો અને પત્રકારો જોઇ લે કે તેમની યોગ્યતા કેવી છે? પૈસાના બળ ઉપર પોતે પત્રકારોને ધમકી આપી રહ્યા છે. બડે મીયાં! તમારા માટે વધુ લાયક તો એજ છે કે ગુપચુપ બેસી રહો. અને અમે સમજી લઇશું કે મુલ્લાં તાહેર સૈફુદીને અહેલે સુન્નંત વલ જમાઅતની વિરૂદ્ધ કેટલું લખ્યું છે? અમે કાંઇ નામર્દ અને બુઝદિલ નથી, તેમજ ધર્મને વેચનારા પણ નથી." (મુફીદે રોઝગાર)

## ઈલ્મી લિયાકત

સુરૈયા સાહેબની ઇલમી લિયાકત એવી છે કે તે ઉર્દુની એક લીટી પણ ખરી લખી શકતા નથી. જુઓ "મુફીદે રોઝગાર મુંબાઇ." "મી. સુરૈયાની સુરસુરાહટ" ના મેથાળા તળે લખે છે કે "આજકાલ મી. સુ-

રૈયાની સુરસુરાહટ ઉર્દુ અખબારોમાં ઘુમી રહી છે, અને આખા હિંદુ-સ્થાનના અખબારો તેમની ઇલ્મી લિયાકતના વખાણુ કરી તેમને મૌલવી, હાફેઝ, અને મૌલાનાના ખિતાબથી યાદ કરી રહ્યાં છે. આ માત્ર મબલગ અલયહિસ્સલામ (નાણા) નોજ ચમત્કાર છે. નહિતો તેમને તો પોતાનું નામ પણ લખતાં આવડતું નથી. તે ઉર્દુ ભાષાથી તો નાવાકિફ છે. પણ કદાચ ગુજરાતી લીપીમાં પોતાનું નામ લખી જાણુતા હોય તો તેમાં નવાઇ જેવું નથી"

આ પ્રમાણે જ્યારે મોઅતર્ઝ સાહેબની ઇલ્મી લિયાકત અદમ સુધી પહોંચેલી છે ત્યારે વાંચકોએ પોતેજ નિર્ણય કરી લેવો જોઇએ કે મુલ્લાં તાહેર સૈફુદીનની અરબી કિતાબ ઉપર એતેરાઝ કરવો તેમને માટે કેવી જસારત છે?

સુરૈયા સાહેબે ઝુલકરનેન વિગેરે અખબારોમાં પોતાના ગૌહર રૂપી જે ફકરાઓ છપાવ્યા છે, તેનો જવાબ તો અમારી પાસે નથી. કેમકે અમે ન તો કોઈ દુશનામઆમોઝ મદ્રેસામાં ગાળોનું શિક્ષણુ લીધું છે, કે નતો અમને ગાળો બોલતાં આવડે છે. એટલુંજ નહિ પણ તેવા એક શરમભરેલા ફન (હુન્નર) માં કાંઇપણ પ્રતિષ્ઠા હોય એમ અમને તો જણુાતું નથી. તેમના જે એતેરાઝો ઇલ્મ સાથે થોડો ઘણો સંબંધ ધરાવતા હતા, તેના ઉપર તો અમે પ્રકાશ (રોશની) પાડી ચુકયા છીએ. પણ સુરૈયા સાહેબને ગાલ ગલોચમાં અમે કાયલ નથી કરી શકતા તેનો ઈકરાર કરીએ છીએ.

ગમે ફિરાંકમેં તકલીફ સયર બાગ ન દો,
મુજે દિમાગ નહિ ખન્દા એ ગુલકા.

બનાવો સાફ બતાવી રહ્યા છે. અને મુશાહેદાત મજબુર (લાચાર) કરી રહ્યા છે કે અમે પણ ખ્વાજા હસન નિઝામી સાહેબનો આ કાગળ કે જે તેમણે સરદાર દીવાનસીંઘ સાહેબને લખ્યો છે, તેને મળતા થઇએ. તેમના બીજા કાગળોની પેઠે આ કાગળ પણ તેમની "મજમુએ ખુતુત" નામની કિતાબમાં ૫૮ મા પાના ઉપર મોજુદ છે. તેમાં તેઓ સાહેબ લખે છે કે "હુંતો અખબારોના દેખાવથી બેઝાર થઇ ગયો છું. આપ પોતેજ ઇન્સાફથી કહો કે હવે હિંદુસ્થાનના અખબારો હક્કાનીયત, અને રૂહાનીયતની રૂઢીને અનુસરે છે કે પોતાની જાતી મતલબોને?"

ઇન્સાફની રીત તો એજ છે કે બધાને એકજ દોરડે નોગળવા ન જોઇએ. કેમકે ઘણા ખરા અખબાર અને રિસાલાઓએ ઘણી સારી વર્તણુંક દાખવી છે. તેમણે સુરૈયા સાહેબનો કોઇપણ લેખ પોતાના અખબારમાં દાખલ કર્યો નહિ, અને તેના સંબંધમાં પોતાની નોટ પણ લખી નહિ. આ હારમાં "મુસ્લિમ હેરલ્ડ, મુંબાઇ" "ઇસના અશરી દિલ્હી," "પયગામે સુલેહ, લાહોર" "અફઝલ કાદયાન, અને મઆરૂફ આઝમગઢ" વિગેરે વધુ તારીફને લાયક છે.

ઉપર બતાવેલા અખબારો અને રિસાલાઓ પછી વધુ તારીફ લાયક તે છે કે જેમણે સુરૈયા સાહેબની મઝહબી ચાલ અનુસાર પોતાના રિસાલાઓમાં પોતાની નોટ સહિત મુલ્લાં તાહેર સૈફુદીન વિરૂદ્ધ લખાયલા મઝમુનો છાપ્યા. પણ પાછળથી ખરી હકીકત જણાતાં પોતે દિલગીરી જાહેર કરી. આ હારમાં "અસ્લાહ"નો પહેલો નંબર છે. આના પછી તે અખબારોનો નંબર આવે છે કે જેમણે બદલો લઇને માત્ર સુરૈયા સાહેબે મોકલેલો લેખ છાપી માર્યો, પણ તેના ઉપર પોતાની કાંઇપણ નોટ લખી નહિ. આના પછી તે રિસાલાઓ અને અખબારોનો નંબર છે કે જેમણે ઘણી બહાદુરીથી સુરૈયા સાહેબનો મઝમુન પણ પ્રગટ કર્યો. અને મુલ્લાં તાહેર સૈફુદીન સાહેબ વિરૂદ્ધ ઘણી સખત અને દરસ્ત નોટ લખી. આ સફમાં સૌથી વધુ ધ્યાન કરવા લાયક નિઝામુલ મશાયખ દિલ્હી, અને અલઅવારૂફ લખનૌ છે.

નિઝામુલ મશાયખ ધાર્મિક, અખલાકી, અને તસવ્વુફના લેખોની એક પોથી (મજમુઆ) ગણાય છે. અને તે દરેક મહિને બહાર પાડવામાં આવે છે. તેના અધિપતી મુલ્લાં મહમદ અલવાહેદી છે. અને હઝરત સુલતાન નિઝામુદ્દીન ઔલીયા મહેબુબે ઇલાહી રહે. ના ખ્વાહરઝાદા હઝરત ખ્વાજા હસન નિઝામી સાહેબ તેના ઉપર દેખરેખ રાખે છે. મજકુર પત્રકારે પણ ઝો નુરિલ હકકિલ મુબીન જોયા વિના એકદમ કહી દીધુ કે "મુલ્લાં તાહેર સૈફુદીને અબદીયત (અનાદિકાળ) ની હેસીયતને એક કોરે મૂકી દીધીછે. મજકુર પુસ્તકમાં કોઈ જગ્યાએ પોતે ખુદા બન્યા છે, કોઈ જગ્યાએ રસુલ હોવાનો દાવો કર્યો છે, અને કોઈ જગ્યાએ ઝમાનાના ઇમામ બનવાનો દાવો કરે છે." જો કે નિઝામુલ મશાયખના અધિપતીએ મુલ્લાં સાહેબ ઉપર ઉપર પ્રમાણે ટીકા કરી છે પરંતુ તેમણે રચેલી કિતાબ જોતાં ઉપર બતાવેલા દાવા કોઇ પણ જગ્યાએ જોવામાં આવતા નથી. તૌબા, તૌબા

કેવા ખોટા આરોપ! પણ તેની પત્રકાર સાહેબને કયાં પરવા હતી? જો તેમણે અસલ કિતાબ જોઇ હોત તો તેમને પણ ખરી બીના જણાઇ આવત. જે કાંઇ સુરૈયાએ લખાવીને મોકલ્યું તેને આમન્ના કરીને, અને સાચું માનીને છાપી માર્યું, કે જે તેના જેવા એક રિસાલા માટે શરમભરેલુંજ ગણાય. કેમકે તેણે નિઝામુલમશાયખ નામ ધારણ કર્યું છે.

બીજો નંબર અલઅવારૂફનો છે, કે જે પોતાની બેબાકી (નિડરતા) માં સૌથી પહેલે નંબરે આવે છે. જુઓ તે કેવી બહાદુરીથી લખે છે કે "ઝો નુરિલ હકકીલ મુબિનના કર્તા પોતાના બેનઝીર તાસ્સુબ અને એતેસાબના કારણથી તમામ મુસલમાનોને ઇસ્લામના દાયરામાંથી ખારેજ (રદ) કરી નાખે છે. અને મઅમુરે આલમમાં રહેનારા ઉપરાંત અદમઆબાદમાં રહેનારાઓ (મરણ પામેલાઓ) ને પણ બધાને પકડનારી પોતાની કિતાબ વડે તે પ્રકાશમાં લાવી રહ્યા છે. પણ જેટલી ઇબારતો તે કિતાબની અમારા વ્હાલા નામેનિગારે (લેખક) પોતાના મઝમુન (લેખ) માં નકલ કરી છે, તેમાં ખાસ કરીને આ બે મુકામો કે જ્યાં ઈસ્લામના બે મોટા ફિરકાઓ શીયા અને સુન્ની બાબત તઅર્ઝ કરવામાં આવ્યું છે,(અરજ કરી છે.)તે સિવાય બીજી કોઇપણ બાબત અહેલે ઇલમ ( વિદ્વાન ) અને વિદ્યા વિષયક મુબાહિસા (વિવાદ) ના દાએરામાં લાવવાનું અમને વાજબી જણાતું નથી. ખુદા જાણે કયારના દટાયલા મુડદાઓને ખોદી કાઢયા છે? અને તેમને એવા સખ્ત શબ્દોથી યાદ કરવામાં આવ્યા છે કે જેની અમારા મઝમુનમાં નકલ કરવાનું પણ અમને મુનાસિબ લાગતું નથી."

બીજી જગ્યાએ લખે છે કે "મબલગ મઝહબનો દરેક આલમ પોતાના ફાયદા માટે આ બાબતની દલીલો, અને અભિપ્રાયો જાહેર કરવા માટે ઈન્સાફની રૂયે આઝાદ છે. અને તેમ થવું પણ જોઇએ. પરંતુ કોઇને પણ શરઅન, અરફન, અને કાનુનન એવો હક નથી મળ્યો કે તે કોઈ ફિરકાના પેશવા, અને તેના તાબેદારો માટે સખ્ત શબ્દોના ખજાના ખોલી દે, કે જે પ્રમાણે આ રિસાલા (ઝો નુરિલ હકકિલ મુબીન માં) કરવામાં આવ્યું છે. અમારી પાસે આ વખતે મજકુર રિસાલાની અસલ નકલ મોજુદ નથી. પણ જે ઇબારત આ મઝમુનમાં દાખલ કરવામાં આવી છે. અને તેમાં તે વિષે જે કાંઈ લખાયું છે; તે દલીલ વિનાનું, તેહઝીબથી ખીલાફ, ઈશતેઆલ ( ફસાદ ઉત્પન્ન કરનાર ) પેદા કરનાર, અને અસભ્ય છે. અમે તો એવા નામુનાસિબ શબ્દો છાપવાનું પણ નાપસંદ કરત. પણ

અમારા પ્યારા લેખકે મજકુર શબ્દોને કોલ અને તહેરીરના નમુના રૂપે ન્યાય માગવાની ઇચ્છાથી પોતાના મઝમુનમાં દાખલ કરેલા હોવાથી અમને તેમાં વાંધા જેવું લાગ્યું નહિ."

**બફરોગે ચેહરે ઝુલફત હમે શબ ઝિનદરેહ દિલ,**
**ચેહ દીલાવર અસ્ત દુઝદે કે બકફ ચિરાગ દારદ.**

સુજ્ઞ વાંચકો અલઅવારૂફની ઘઉંના દેખાવના જવ વેચવાની આ કળાને જુએ કે તે કેવી હિમ્મતથી લખે છે કે "મુલ્લાં તાહેર સૈફુદીન આ દુનિઆમાં રહેનારા લોકો ઉપરાંત મરી ગએલાઓને પણ પોતાની કિતાબની રોશનીમાં લાવવા માગે છે. અને કોઇને પણ શરઅન, અરફન, અને કાનુનન એવો હક નથી કે તે કોઈ ફિરકાના પેશવા, અથવા તેના અનુયાયીઓ માટે એવા સખ્ત શબ્દોનો ખઝાના ખોલી દે કે જેવા આ રિસાલામાં વાપરવામાં આવ્યા છે."

અમે એ વાતતો પહેલાંજ બતાવી ચુકયા છીએ કે નતો મુલ્લાં તાહેર સૈફુદીને પોતાની કિતાબમાં કોઇ કોમના પેશવાને ખરૂં ખોટું કહ્યું છે. અને નતો તેમની કોઇ ઇબારત તેહઝીબ વિરૂદ્ધ, ઝઘડો ઉત્પન્ન કરનાર, અને અસહ્ય છે. એટલુંજ નહી પણ તેમણે ઘણી શાયસ્તગી, અને તેહઝીબ ઉપર ખ્યાલ રાખવા ઉપરાંત બીજાઓનો પણ સારો ખ્યાલ રાખ્યો છે. જો અલઅવારૂફનું કહેવું સત્ય હોય તો પોતાના કથનની સચ્ચાઇમાં તેમણે મુસન્નીફની ઇબારત, અને શબ્દોના નમુના આપવા જોઇતા હતા.

તે ઉપરાંત અમને તેની આ તહેરીર ઉપર તો ખુબ હસવું આવે છે કે "કોઇ ફિરકાના પેશવા અને તેના તાબેઇનો (અનુયાયીઓ) ઉપર આ રિસાલા (ઝો નુરિલ હકકીલ મુબીન) ની પેઠે સખ્ત શબ્દોના ખઝાના ખોલી દેવાનો કોઇને પણ હક નથી"

તેમનો આ આરોપ પણ ખોટો છે. પહેલાં તો તેમણે આ વાતનો જવાબ આપવો જોઇએ કે તેમણે તેવા શબ્દો જોયા કેવી રીતે ? કેમકે મજકુર પુસ્તક ઘણી ગુપ્ત રીતે લખવામાં, છપાવવામાં, અને અકીદાવાળા ઓમાં વ્હેંચવામાં આવ્યું છે, કે જે વિષે અમે શરૂઆતમાંજ કહી

ચુકયા છીએ. બીજો સવાલ એ છે કે બન્દેનવાઝ તમે અખલાક, તેહ-ઝીબ, સન્જિદગી, મતાનત, અને શાઇસ્તગીના મોટા હિમાયતી છો, પરંતુ તમે પોતાના ઘરના તે પુસ્તકોને જોયાં કે જેમાં ખુલફાએ સલાસ, અને અહેલે સુન્નત વલ જમાઅતના બુઝુર્ગોને ખુલ્લા અને સખ્ત અલફાઝોમાં યાદ કરવામાં આવ્યા છે. અમે આ પ્રકારના દાખલા આપવાની અગત્ય જોતા નથી. જો તમે પોતેજ તેમાંની કોઇ કિતાબ જોઇ લેશો તો તમને તરત જણાઇ આવશે કે તમારો દાવો કેટલે દરજ્જે ખરો છે? અને અલ્લાહની મરજી હશે તો સેંકડે પચાસ પુસ્તકો એવાં મળી આવશે કે જેમાં સુન્નીઓનો ખ્યાલ કરીને પણ એવું લખવામાં નહિ આવ્યું હોય કે શીયા સિવાય બીજા ફિરકાવાળાઓ આ પુસ્તક ન જુએ.

**એસે કદ્ર મહેરો વફાકી ઉમ્મીદ કયા,**
**જિસકો હુનુઝ અપને સિતમકી ખબર ન હો.**

## કોન્ફરન્સના સ્ટેજ ઉપર એક ગુમનામ એકટર.

એમ તો વોહરાઓના પેશવાની મોહતેરમ શખ્સીયત અને તેમની કિતાબ ઉપર કેટલાક અખબારોમાં પેટભરીને આક્ષેપો મૂકવામાં આવ્યા છે. પરંતુ દિલ્હી ખાતે પ્રગટ થતા "ખતીબ" નામના પત્રના સને ૧૯૧૯ ના મે માસના ૭ મી તારીખના ૧૭ માં અંકમાં એક ગુમનામ કોન્ફર-ન્સીએ પોતાના વિચારો રૂપી ભોજન પીરસ્યું છે; કે જે તેની તેહઝીબા-ખામી, અને અખલાકની કોતાહીને લીધે આસનાઓ માટે સ્વાદરહિત થઇ પડયું. અને કોન્ફરન્સી થીએટરનો તે સીન કે જેમાં એક ગુમનામ એકટરે એક કોમના બુઝુર્ગની નકલ કરીને પોતાનો પાર્ટ ઘણી નિડરતાથી ભજવ્યો છે, તે તે અફરાદો (માણસો) કે જેઓ ઇસ્લામી અખવત, અને કોમી ઇત્તેહાદના મુનતશિર અજઝાની શીરાઝેહબન્દીમાં ગુંથાયલા છે, તેમને નફરતભરેલું લાગ્યું.

ઇલમમાં મહારત અને લેખો લખવામાં યોગ્યતા મેળવવાનો[1] આ તરીકો નથી કે શરૂઆતમાં બુઝુર્ગો ઉપર હાથ સાફ કરવામાં આવે. (ટીકા અથવા ના લાયક હુમલા કરવામાં આવે.) આ પ્રમાણે કરવાથી નતો ઇલમે

૧ મઝમુનનિગારીની પહેલી મરક માટે ખ્વાજા હસન નિઝામી કૃત. હવાઇ-જહાઝ, બોમ, તોપ, અને મચ્છરકા અમેલાન્જંગ, વિગેરે પુસ્તકો જુઓ.

અદબમાં તરક્કી કરી શકાય છે કે નતો ભવિષ્યની પ્રજાને શિખામણુ લેવા જોગ કાંઇપણુ મળે છે.

અમે તે ખ્યાલી તમાશાના ઇશતેહારની આ જગ્યાએ નકલ કરીને અમારા પ્યારા વાંચકોને બદદિલ થવાનો મોકો આપવા નથી ચાહતા, કેમકે તેમાં એક ગુમનામ કોન્ફરન્સીએ મુલાં તાહેર સૈફુદીનના નામથી પોતાના નાપાક ખ્યાલો જાહેર કર્યો છે. પહેલાં તો તે એક ખ્વાબ (સ્વપ્ન) છે, કે જે ખતીબના ચાર કોલમ જેટલી જગ્યામાં બ્યાન થએલ છે. બીજું તે વાત અમારી ચર્ચાના વિષયથી કેવળ અલગ છે. તોપણ અમે મજકુર ખ્વાબની તાબીરમાં એટલું તો અવશ્ય કહીશું કે જ્યાં સુધી આવા માણસો કોમમાં પેદા થતા રહેશે, ત્યાં સુધી કોમની તરક્કીની આશા આકાશમાંના ફુલ જેવી રહેશે. એટલુંજ નહિ પરંતુ ખુદ કોમની હાલત પણ ભય મુક્ત થશે નહિ

કિસ તરાહ સમઝેં કે હોગા કોમકો અહેસાસ કોમ,
જબ નહિ અહેસાસ બરબાદીકા સામાન દેખકર
કોન લાએગા યકીન અશરતે ઐયામ ગુલ
અબ હમારી કોમકા રંગે ગુલિસ્તાં દેખકર.

## સુજ્ઞ ઉલમાઓ, અને શ્રેષ્ઠ મુફ્તીઓની ખિદમતમાં એક અરજ.

હવે અમે ઘણા અદબની સાથે, અને માનપુર્વક ઇસ્લામના ઉલમાઓની ખિદમતમાં અરજ કરીએ છીએ કે તેઓ દરેક ઇસતફતાના શબ્દો ઉપર ખાસ ધ્યાન રાખે. અને તેમાં પણ ખાસ કરીને તેમના જાણવામાં આવે કે આ ફલાણા માણસને માટે લખાવવામાં આવે છે; ત્યારે તો તેમણે ખાસ ધ્યાનથી કામ લેવું જોઇએ. જેથી કરીને કોઇ રખના અન્દાઝ માણસ કે જે કોમમાં રખનો જગાડવાની કોશીશ કરતો હોય તેને પોતાને કામમાં સફળતા સ્હેજમાં મળી શકે નહિ. કેમકે ઘણીવાર એવું બને છે કે કોઇપણ જાતની જાતી અદાવત, અને અંદર અંદરની ખટપટને લીધે પોતાના વિરોધીને કાફર બતાવવાની કોશીશ કરવામાં આવે છે. અને તેવી

કોશીશ કરનારાઓને પોતાના કામમાં સફળતા પણ મળે છે. તેથી રજુ કરેલા ઈસ્તફતાનો દરેક પહેલુ બારીક નજરે જોઇ જવો જોઇએ. અમે સારી રીતે જાણીએ છીએ કે કેટલાક ફિતનાઅંગેઝ માણસો જાણી જોઇને ઉલમાઓની ખિદમતમાં એવા શબ્દો રજુ કરે છે કે જેથી મુફતીને કુફરનો ફતવો આપવાની ફરજ પડે છે. આમાં કેટલીકવાર એવું પણ બને છે કે શબ્દો મારફતે જે આરોપો ઉલ્માઓ સમક્ષ મૂકવામાં આવે છે તે ખોટા હોય છે, અને આરોપીની જાતમાં તેવી કાંઈપણ વાત જોવામાં આવતી નથી.

## અખબાર અને રિસાલાઓને મિત્રરૂપી નસીહત.

દેખો મુઝે જો દીદએ ઈબ્રત નિગાહ હો,
મેરી સુનો જો ગોશ નસીહત ન્યુશ હો.

હવે અમે ખાલિસ દિલથી અખબારો અને રિસાલાઓને એવી નેક સલાહ આપીએ છીએ કે હવે પછી તેઓ આવા મઝમુનો કે જેમાં કોઇ બુઝુર્ગ અથવા કોમના વડાની તોહીન કરવામાં આવી હોય તેને પોતાના વર્તમાનપત્રોમાં પ્રગટ કરીને, અને તેના ઉપર પોતાનો અભિપ્રાય આપીને પોતાના અસલી મકસદનુ ખુન કરે નહી. કેમકે તેનાથી લોકોમાં બદગુમાની થવા ઉપરાંત; અખબારોની પ્રતિષ્ઠામાં પણ ફરક પડી જવાનો સંભવ રહે છે. અમને મુંબાઇના અખબારે ઇસ્લામ, અને મુસ્લિમ હેરલ્ડનો તરીકો ઘણો પસંદ છે. કેમકે તેમણે એક અયોગ્ય મઝમુન વિરૂદ્ધ સખ્ત પોકાર ઉઠાવીને એક કોમના બુઝુર્ગના અએઝાઝને કાયમ રાખવાની કોશીશ કરી છે. અને તેવી વર્તણુંક ચલાવીને અખબારી દુનિઆમાં દિલરૂબાઇ પેદા કરી લીધી છે. અમને સારી રીતે યાદ છે કે એકવાર કોઇએ મહાત્મા ગાંધી વિરૂદ્ધ લખ્યું કે " મારી સમજ પ્રમાણે સત્યાગ્રહ કરતાં વધારે મુર્ખાઈવાળી બીજી કોઇપણ રાજદ્વારી બાબત હિંદુસ્થાનમાં આજ સુધી રજુ થઇ નથી." આનો જવાબ " તાજ " નામના પેપરે ઘણા સખ્ત શબ્દોમાં આપ્યો હતો. જ્યારે એક રાજદ્વારી અગ્રેસર ( આગેવાન ) ની પ્રતિષ્ઠા ઉપર આટલે દરજ્જે ખ્યાલ રાખવામાં આવે છે, ત્યારે એક મઝહબી પેશવાનો ખ્યાલ પણ જરૂર રાખવો જોઇએ. અને બદલાની ખાતર તેમની બુઝુર્ગી ઉપર કલંક લગાડવાની કોશીશ કદીપણ કરવી ન જોઇએ.

## અફ્શાએ રાઝ.

ઇ. સ. ૧૯૧૯ ના જુનની ૬ ઠ્ઠી તારીખના દિલ્હી ગેઝેટમાં ફૈયાઝ મોઅતર્ઝે એક લાંબો લેખ છપાવ્યો છે. અને તેમાં અધિપતી સાહેબે પણ પત્રકારો માટે શિખામણરૂપ નોટ લખી છે. અમે તેની અહિં અક્ષરશ નકલ કરીને બતાવી આપીએ છીએ કે સુરૈયા સાહેબ આજ સુધી ઇસ્લામી દુનિઆ સમક્ષ જે નવાઈ જેવો તમાશો કરી રહ્યા હતા, તે અસલમાં જાદુઇ ફાનસનો એક ખેલ હતો. પણ તેમના તિલસ્મ ઉપર સચ્ચાઈનો પ્રકાશ પડતાંજ તે પોતાની મેળેજ ચુર્ણ વિચુર્ણ થઇ ગયો. (તુટી ગયો.) અને તેની જગ્યાએ મુફીદે રોઝગારમાં "ઝર પરસ્ત અખબાર" ના મથાળા તળે છપાયલો અમારો લેખ અક્ષરૂશ ખરો પડયો. અને જે અખબારો તથા રિસાલાઓ એકવાર સુરૈયા સાહેબના મનઝુરેનઝર હતા, તેઓ આજે તેમની નિગાહમાં ઝલીલ જણાયા. અને પોતેજ તેમની શીકાયત કરવા લાગ્યા. આ બનાવ ઉપરથી પણ જો હિંદુસ્થાનના પત્રકારો શિખામણ ન લેતા તેમને શિખામણ લેવાનો આનાથી વધુ સારો પ્રસંગ બીજો કયો મળવાનો હતો ?

## મુરાસિલેહની નકલ.

દિલ્હીગેઝેટ, દિલ્હી ૬ ઠ્ઠી જુન ૧૯૧૯

## મુરાસિલાત

લેખકોના બધા, અથવા કેટલાક અભિપ્રાયોને મળતા થવું એ પત્રકારો માટે જરૂરી નથી.

**કાબીલ તવજ્જેહ અહાલિયાને અખબાર વઆમતુલ મુસલેમીન.**

મુકર્રમ જનાબ એડીટર સાહેબ,

સલામ બાદ લખવાનું કે મેં તા. ૩૦ મી માર્ચના દિવસે એક મુફ્સિલ ખતની સાથે બીજા બે કાગળો લખીને હિંદુસ્થાનના ૫૪ અખબારોને તેમના ઉપર ભરોસો રાખીને એક છાપેલો લેખ બદલાની રકમ સાથે છપાવવાના હેતુથી મોકલ્યો હતો. અને તેના ઉપર અગ્રલેખ (એડીટોરીઅલ) લખી ઇસ્લામની સેવા બજાવવાની ઇચ્છા જાહેર કરી હતી.

બીજા કાગળમાં એવું જાહેર કરવામાં આવ્યું હતું કે જો અમારો લેખ પ્રગટ કરવાની આપની ઇચ્છા ન હોય તો રકમ સાથે લેખ પાછો મોકલી દો. અફ્સોસની સાથે હું જોઈ રહ્યો છું કે કેટલાક પત્રકારોમાં તો ઈમાનદારીની ગંધ સુદ્ધાંત પણ આવતી નથી. કેટલાક પત્રકારોની કેફીયત એવી છે કે અમારો લેખ પ્રગટ કરવાનું તો બાજુએ રહ્યું, પણ ઉલટા અમારી રકમ પણ એવી રીતે પચાવી ગયા કે ઓડકાર સુદ્ધાંત પણ નદારદ અને કેટલાક સાહેબો તો એવા પણ છે કે જેમના અખબારો લાંબી મુદતથી બંધ છે. પણ જ્યારે તેમના નામથી લેખ મોકલવામાં આવ્યો. અને બદલાની રકમ પણ મોકલવામાં આવી. તેમજ એડીટોરીઅલની ભલામણ કરવામાં આવી; ત્યારે તેઓ બદલાની રકમ દબાવી બેઠા. આ લોકો પારકાનો માલ ખાઇ જનાર, અમાનતમાં ખ્યાનત કરનાર, અને ઇસ્લામની ખુબીઓને પગ તળે કચરી નાખનાર સાબીત થયા. ઘણા અફ્સોસની વાત છે કે ઉરદુ અખબારોના નામીચા વિદ્વાન અધિપતી બનીને પબ્લીકના અવાજને બાંગ સમાન બુલંદ કરવાનું કામ પોતાને માથે લીધું છે. તેમ છતાં તેમનામાં અહેસાસનો માદ્દો, દીની હિફાઝત અને હિમાયતે ઈસ્લામનો જુસ્સો કેમ જોવામાં આવતો નથી? ઈસ્લામી અકાયદો ઉપર નાજાએઝ (અયોગ્ય) હુમલા થાય. અને તેના સમાચાર તેમને આપવામાં આવે, છતાં તેઓ કાંઇ પણ ન કરે તેનું શું કારણ હશે? ઓ ખુદા! તું તારા દીન ઉપર નિગાહ રાખ, જેથી ઇસ્લામીઓને પણ હિમ્મત આવે. અને તેમનામાં સાચા અકીદા પેદા થાય. આજે મે મહિનાની ૨૫ મી તારીખ છે. અને ગયા સાત મહિનાના દરમ્યાનમાં અમે ઉર્દુ અખબારનવીશોના પાંચ પ્રકારના હાલાત, અને મોઆમેલાતથી માહીતગાર થયા, કે જે નીચે પ્રમાણે છે.

(૧) કેટલાક તો એવા નિકળ્યા કે જેમણે અમારા લેખને મુદ્દલ પ્રગટ કર્યો નહિ, અને બદલાની રકમ રાખી બેઠા.

(૨) બીજા નંબરમાં તે લોકો છે, કે જેમના અખબારો આજે લાંબી મુદત થયાં બંધ છે. પણ ડિરેકટરીમાં તેમના નામ જોવામાં આવ્યાથી બદલાની રકમ સાથે તેમને લેખ છાપવા માટે મોકલવામાં આવ્યો. તે લોકો પોતાના પેપર બંધ હોવા છતાં અમારી રકમ આજ સુધી મોકલતા નથી. બાપનો માલ સમજીને પહેલા નંબરના ડાકુ બની ગયા

(૩) ત્રીજા નંબરમાં તે લોકો છે કે જેમણે અમારા લેખનો અડધો ભાગ છાપ્યો.

(૪) ચોથા નંબરમાં તે સાહેબો છે કે જેમણે અમારી શરત પ્રમાણે અગ્રલેખ (એડીટોરીયલ) લખ્યો નથી. અને અમારી રકમ પચાવી પડયા.

(૫) ડિરેકટરીમાં એક અમુક શહેરમાં અમુક પેપરનું નામ વાંચીને, અને તેવીજ રીતે તેજ નામના બીજા અખબારો બીજા શહેરોમાં પ્રગટ થવાના સમાચાર જાણીને તે બધાને લેખની એક એક નકલ બદલાની રકમ સાથે મોકલવામાં આવી. એવા હેતુથી કે તે દરેક અખબાર જુદા જુદા શહેરોમાં સદાએ એહતેરાજે બુલંદ કરે. જો કે પેપરનું નામ એક છે, પરંતુ પ્રગટ થવાની જગ્યાઓ જુદી જુદી છે, એ વાતને મુફીદ (ફાયદાકારક) સમજીને જુદાજુદા મુકામોના અખબારોને લેખની નકલો મોકલાવી. પરંતુ બીજા કેટલાક અખબારો અદમવાસી (બંધ પડેલા) હોવાથી તેમના જેવાજ મળતા નામવાળા અખબારો રકમ દબાવી બેઠા. અમારી રકમ ઉપર તેમનો કાંઇ પણ હક ન હોવા છતાં તેમની શરમ અને હયા, અમને રકમ પાછી મોકલવાની તેમને હમણા સુધી પરવાનગી આપતી નથી. બધી ખુબીઓથી ભરપુર, ઈસ્લામના સાંચા ખેરખ્વાહ, અને મુસલમાનોના ખાસ હમદર્દ અખબારોએ પોતાના ધર્મ અને ધર્મની ગેરતને લીધે ઈસ્લામની સેવા કરવાના હેતુથી એડીટોરીયલ લખીને પોતાની હમદર્દી અને પાક ઈમાનનો નમુનો દેખાડયો છે, તે જોઇને પણ ઉપરના અખબારનવીશોને આજ સુધી એડીટોરીઅલ લખવાની ગેરત આવી હોય તેમ જણાતું નથી. માત્ર આટલાજ શબ્દો લખીને, અને તેમના ઉપર અફસોસની એક નજર નાખીને કહું છું કે અલ્લા તઆલા મુસલમાનો, અને તેમના હકોનો દુરોપયોગ કરનારા, અમાનતમાં ખ્યાનત કરનાર, અને ઈસ્લામી દયાનતના અકીદાને મટાડનારાઓને નેક તોફીક આપે. તોપણ એટલું તો કહેવુંજ જોઈએ કે અમે છપાવેલો લેખ હિંદુસ્થાનના ખુણેખુણામાં જાહેર થઈ ચુકયો છે. અને તેના ઉપર હિંદુસ્થાનના પત્રકારોએ એડીટોરીયલ પણ લખ્યા છે કે જે દરેક ખાસોઆમના જોવામાં આવ્યા હશે. તાહેર સૈફુદ્દીનની બાબતમાં કાંઇપણ ઈલાજ લેવાનું, અથવા ન લેવાનું કામ કાંઈ એકલા ગુજરાત અને દક્ષિણના મુસલમાનોનુંજ નથી, કે જેથી કરીને હિંદુસ્થાનના બીજા મુસલમાનભાઇઓ પોતાની જીભને સીવી લઇને ચુપચાપ બેસી રહે, તેમણે પણ પોતાની રીતે આનો

ઇલાજ અને બંદોબસ્ત શા માટે કરવો ન જોઇએ ? હિંદુસ્થાનના ઘણા ખરા સ્થળો ઘણા આબાદ છે. એટલુંજ નહી પણ જગેજગે વેપારીઓ ફેલાયલા છે, અને મુલ્લાં તાહેર પણ પૈસા તહેસીલ કરવાની ગરઝથી દરેક જગ્યાએ દોડી રહ્યા છે. અને તેમનો દાવો બની ફાતમા રદી.ના દાઈ હોવાનો છે. પરંતુ બની ફાતમા રદી.ના અખલાકને પીઠ પાછળ નાખીને ( ફેંકી દઇને ) સ્પેસીઅલ ટ્રેન વિના તે મુસાફરી કરતા નથી. તે જે શહેરમાં જાય છે, ત્યાં ચાર ઘોડાની ગાડી સિવાય બહાર નિકલતા નથી. હિંદુઓના મહારાજ, અને ગુરૂઓની પેઠે બેન્ડ બાજાની સલામી જ્યાં સુધી હાજર ન હોય ત્યાં સુધી કોઈ મુરીદને ઘેર જવાનું તો બાજુએ રહ્યું, પરંતુ તે શહેરમાં પગ સરખો પણ મૂકતા નથી. વાત આ પ્રમાણે હોવાથી આ પ્રકારની વ્યવસ્થા મુલ્લાંને માટે પહેલાંથીજ કરી લેવામાં આવે છે. તેથી હિંદુસ્થાનના મુસલમાનોએ મુલ્લાંના જાહેરી અખલાકથી વાકેફ થવું જોઇએ. અને દરેક જગ્યાના મુસલમાનભાઇઓએ મુલ્લાં તાહેરના સંબંધમાં કાયદેસર ઇલાજ લેવાનો બંદોબસ્ત કરવાની જરૂર છે. નતો ગુજરાત કે દક્ષિણના મુસલમાનોએ ઇલાજ લેવાની તદબીર કરી છે કે નતો બીજા ઇલાકાના મુસલમાનોએ.તેમજ હિંદુસ્થાનના મુસલમાનભાઇઓ પણ ચુપ બેઠાછે. જનાબ અધિપતી સાહેબ મારી આ તહેરીરથી આપે પોતાના દિલમાં મલાલનો ખ્યાલ પણ ન કરવો જોઇએ. આ તહેરીર તે અખબારો સાથે સંબંધ ધરાવે છે કે જેમણે આ કાગળમાં બતાવેલી શીકાયતો પ્રમાણે વર્તણુંક ચલાવી છે. વળી આ પણ માલુમ થાય કે જે અખબારોને અમે લેખ અને બદલાની રકમ મોકલી છે તેમના નામે આજની તારીખે આવાજ કાગળો મોકલ્યા છે. એક અઠવાડીઆ સુધી અમે રાહ જોઇએ છીએ. અને તે દરમ્યાન જે પત્રકારો મજકુર લેખ પોતાના છાપામાં પ્રગટ કરીને, તેના ઉપર જોરદાર એડીટોરીઅલ લખશે. અને શરત પ્રમાણે તેની પચાસ કોપી અમને મોકલી આપશે તો જરૂર તેમણે કમાલ દાનાઈ અને ચાલાકીથી પોતાની ભૂલ સુધારેલી ગણાશે. પણ જો તેમ કરવામાં નહિ આવે, અને અમારી રકમ પણ પાછી મોકલવામાં નહિ આવે તો આ કાગળમાં બતાવેલા પત્રકારોએ અમારી સાથે જે વર્તણુંક ચલાવી છે તે તફસીલવાર પ્રગટ થવા માટે સઘળા પેપરોમાં મોકલવામાં આવશે. અને એ અઠવાડીઆ સુધી તેમની બદઅનવાની, બેઇમાની, અમાનતદારી, સચ્ચાઇ, વફાદારી, અને મિલ્લતદારીની કલાઇ ખોલી નાખવામાં આવશે, જેથી બધા લોકો તેમનાથી વાકેફ થઇને હમેશાં બચતા રહે. ”

અલરાકિમ. વલીમહમદ ઇસ્માઇલ સુરૈયા.

દિલ્હી ગેઝેટ—અફસોસ કે પ્રગટ થએલી કેટલીક અહાલાનીયોથી અખબારી દુનિઆ ઉપર હર્ફ આવે છે. તેથી અમે તેવા સાહેબોને દોસ્ત તરીકે નસીહત કરીએ છીએ કે તેઓ પોતાના વાયદાને વફા કરે. અને જો તેમ કરવાનું કોઇ કારણથી અશક્ય હોય તો બદલાની રકમ પાછી મોકલી દે. તેમાં ગફલત અને તસાહુલ કરવાથી ખુસરૂદીનવાલેદુન્યા ના મિસ્દાક થવાનો સંભવ છે.

(૨) જે લોકોના પ્રેસ પેપર બંધ પડયા છે, અથવા કોઈ બીજાની રકમ તેમણે વસુલ કરી લીધી છે તે સાહેબોએ પણ બદલાની રકમ પાછી મોકલીને પોતાની નેક નીયત સાબીત કરી બતાવવી જોઇએ. જેથી તેઓ ઈ. પ. ૪૧૮ મી કલમ પ્રમાણે દગા અને ફરેબના ગુન્હેગાર ન થાય.

(૩) હવે રહ્યા તે સાહેબો કે જેમણે અડધો મઝમુન છાપ્યો. અથવા તેના સંબંધમાં પોતાનો વાયદો વફા ન કર્યો, તેમની ખીદમતમાં અરજ છે કે તેઓ પોતાના મામલા ઉપર બીજીવાર નઝર કરે. અને પોતાના મામલો ખુદા સાથે દુરસ્ત રાખે.

બર રસુલાને બલાગ બાશદ અસ્ત વ બસ.

**લગે મુંહભી ચ્ડાને દેતે દેતે ગાલીયાં સાહબ,**
**ઝબાં બીગડી તો બીગડીથી ખબર લીજીએ દહન બીગડા.**

આ લાંબા ચોડા મુરાસિલામાં મુનકસિર મિઝાજ મોઅતર્ઝે જે સ્થળે પૈસા ખાઇ જવા માટે પત્રકારોને ભુંડું ભલું કહ્યું છે, તે જગ્યાએ મુલ્લાં તાહેર સૈફુદીન સાહેબ ઉપર પણ એવો આરોપ મૂકયો છે કે તેઓ સાહેબ ચાર ઘોડાની ગાડી, અને સ્પેસીઅલ ટ્રેનમાં સવાર થઇને દરેક જગ્યાએ પોતાના અકીદતમંદોથી રૂપિઆ વસુલ કરતા ફરે છે. અને હિંદુઓના મહારાજ તેમજ ગુરૂઓની પેઠે જ્યાં સુધી વાજાની સલામી આપવામાં ન આવે ત્યાં સુધી ગાડીમાંથી ઉતરતા પણ નથી. તેથી આખા હિંદુસ્થાનના મુસલમાનોએ તેમની સામે કાયદેસર પગલાં ભરવાં જોઇએ.

**કમસીની હયતો નિરાલી હંય ઝિદંભી ઉનકી,**
**ઇસપે મચલે હંય કે હમ દરદે જીગર દેખેંગે.**

એતેરાઝ કરનારનો આ એતેરાઝ પણ નવાઇ જેવો છે કે મુલ્લાં તાહેર સૈફુદીન સામે કાયદેસર ઇલાજ લેવામાં આવે. અને તે એટલા માટે

તેઓ મોહતરમ શખ્સીયત ધરાવે છે. કેમ જાણે સ્પેસીઅલ ટ્રેન અને ચાર ઘોડાની ગાડીમાં બેસવાનું તેમની નજરમાં એક મોટા અપરાધ સમાન ન હોય. શું સ્પેસીઅલ ટ્રેન અને ચાર ઘોડાની ગાડીમાં બેસવું, એ એક એવો ગુનોહ છે કે જેની સામે તગયરાતે હિન્દ પ્રમાણે ઈલાજ લેવામાં આવે ?

જો માત્ર હસદના કારણથીજ આવો એતેરાઝ કરવામાં આવ્યો હોય તો તો કાંઇ કહેવા જેવું નથી. દરેક માણુસ પોતાની તબીઅત આગળ લાચાર છે. પણ જો સ્પેસીઅલ ટ્રેન કે ચાર ઘોડાની ગાડીમાં બેસવાના કામને એતેરાઝ કરનાર સાહેબ કાનુની બિમારી સમજતા હોય તો તેને માટે સૌથી સરસ ઇલાજ તો એજ છે કે તેમણે પહેલાં પોતાના દીમાગનો ઇલાજ કરાવવો જોઇએ. કેમકે આજે તો માત્ર આટલુંજ કહ્યું, પણ કાલે ઉઠીને જો કોઇ માણુસને સ્વાદિષ્ટ ભોજન જમતો જુએ તો તેની સામે પણ કાયદેસર ઇલાજ લેવાને તૈયાર થઇ જાય.

સાહેબ ! જરા હોશમાં આવો. સ્પેસીઅલ ટ્રેન, ચાર ઘોડાની ગાડી, અને સલામતીનું બેંડ તેનેજ મુયસ્સર થાય છે કે જે કોમ, અને સરકારની નિગાહમાં કાંઇ ખાસ હેસીયત ધરાવતો હોય. કાંઇ દરેક માણુસને માટે કાનુની અખત્યાર નથી કે તે ચાર ઘોડાની ગાડીમાં સવાર થઇ શકે. તેથી જો સુરૈયા સાહેબ તેવા અએઝાઝને જોઇ શકતા ન હોય તો તેઓ સત્તાવાળાઓને કહે કે તેમણે મુલ્લાં સાહેબને ચાર ઘોડાની ગાડીમાં બેસવાની સત્તા શા માટે આપી ?

અમે હમણા સુધી તો મોઅતર્ઝની અદબી ગલતીઓને (ભૂલો) નઝર અન્દાઝ કરી ગયા છીએ. અને માત્ર તેમના મઝમુન ઉપર એક સરસરીનઝર નાખતા આવ્યા છીએ. પણ અમને લાચારી સાથે અહિં લખવું પડે છે કે જો તેમને એક ફાઝિલ શખ્સ ઉપર એતેરાઝ કરવોજ હતો તો પહેલાં તેને માટે સહી શબ્દો મેળવી લેવા હતા. પણ તેને બદલે તેમણે તો પોતાના મનમાં આવ્યું તેમ લખી માર્યું. તેથી જણાય છે કે તેમની નઝરમાં પણ રજુ થએલા એતેરાઝો માટે કાંઇપણ ગણત્રી નથી.

સલામી માટે બાજાનો રીવાજ દુનીઆના કોઈપણ ભાગમાં નથી. સલામી માટે તો તોપો ફોડવામાં આવે છે. અને બેરમુકદ્દમી માટે સારાં વાજીંત્રો વગાડવામાં આવે છે. લગભગ બન્નેનો હેતુ (મકસદ) એકજ છે. પણ અલફાઝ જુદીજુદી મતલબ ધરાવે છે. બેર, આ વાતતો

અમારી ચર્ચાના વિષયથી જુદી છે. પણ મુલ્લાં સાહેબ મુરીદોમાંથી રૂપિઆ ઉઘરાવે છે, એ એતેરાઝનો ન્યાયની તુલામાં તોલ કરવાની જરૂર છે. બુઝુર્ગોના આ તરીકાનો કાંઇક અહેવાલ આગળ આવી ગયો છે. પરંતુ આ જગ્યાએ ફરી પણ કહીએ છીએ કે કોમના ઘણા ખરા બુઝુર્ગ, અને પેશવાઓનો એવોજ તરીકો હતો, અને હમણા પણ છે. જ્યારે કોઇ તેમને મળવા જાય છે, ત્યારે તે કાંઈ તોહફો તેમની આગળ ભેટ તરીકે મૂકે છે. અને તેવીજ રીતે પોતે પણ ખાલી હાથે પાછો ફરતો નથી. અમે આ બાબતને લગતો જે દાખલો આપી ગયા છીએ, તે ઉપરથી જણાય છે કે આવો તરીકો કાંઈ એકલા હિંદુસ્થાનમાંજ નથી, પરંતુ હિંદુસ્થાનની બહાર પણ જોવામાં આવે છે. જો મુલ્લાં તાહેર સૈફુદીન સાહેબ પણ તેને અનુસરતા હોય તો તેમાં કાયદાનો શો બાધ આવે છે ?

હવે જો આવા આમ રીવાજને સુરૈયા સાહેબ એવા શબ્દોમાં રજુ કરે કે "વોહરાઓના પેશવા દરેક જગ્યાએ વસતા પોતાના મુરીદો પાસેથી રૂપિઆ વસુલ કરે છે" તો તેનો શો ઈલાજ કરવો જોઇએ ?

કેટલીક વખતે શબ્દો પણ તલવારનું કામ કરે છે. તેઓ કોઇ ઠેકાણે મરહમનું કામ કરે છે. કોઇ ઠેકાણે દિલઆઝારી કરે છે. અને કોઈ જગ્યાએ દિલરૂબાઇ! એક ખુબીને એબના સ્વરૂપમાં દેખાડનાર, અને એબને ખુબીના સ્વરૂપમાં દેખાડનાર શબ્દોજ હોય છે. તેમના વડે સુલેહ કાયમ થઇ શકે છે, અને તેમના વડેજ નફાક પણ થઇ શકે છે. માણસ શબ્દો વડે ચિતારાની કારીગરી; અને ફોટોગ્રાફરના ફોટોગ્રાફ જેવું કામ કરી શકે છે. જો કોઈ ચિતારો અથવા ફોટોગ્રાફર અદાવતને લીધે કોઇ માણસની તસ્વીર બગાડી નાખે તો તે પોતાની કળાનેજ ઝાંખ લગાડે છે. કેમકે તે કોઈની જાતી સુંદરતાને બગાડી શકતો નથી. તેવીજ રીતે જો સુરૈયા સાહેબ મુલ્લાં સાહેબના અતવાર અને તેમના તરીકાને ખરાબ શબ્દોમાં રજુ કરતા હોય તો તેમની (મુલ્લાં સાહેબની) સિફતો ઉપર કાંઇપણ ડાઘ લાગી શકતો નથી. પરંતુ તેમની પોતાની (સુરૈયા સાહેબની) તહેરીર ખરાબ દેખાય છે. જો આ ફિલોસોફીથી કામ લેવામાં આવ્યું હોત તો તે કોઈની શાન, અએઝાઝ, અહેતેરામ અને ખુબીઓ સખ્ત શબ્દોમાં અને ખોટા સ્વરૂપમાં રજુ કરવાનો ઇરાદો પણ કરત નહિ.

**મબાશ દરપએ આઝાર, હરચેહ ખ્વાહી કુન,**
**કે દર તરીકતે મા ગેર અઝ ઇં ગુનાહ નીસ્ત.**

## છેવટ

**લિલ્લાહ અલહમ્દ હરઆં ચીઝ કે ખાતિર મીખવાસ્ત,**
**આખેર આમદ ઝ પસે પરદએ તકદીર પદીદ.**

જ્યારે અમે સુરૈયા સાહેબના મઝમુનો, અને તેમના ઉપર કેટલાક પત્ર-કારોના અભિપ્રાયો જોયા, ત્યારે આ પ્રમાણે એકાએક આવી પડેલા નફાકને ઇત્તેફાકના ઝરીઆથી દુર કરવાની અમારી ઇચ્છા થઇ. તે વખતે પહેલાં તો એ વિચાર થઇ પડયો કે વોહરાઓના પેશવા ઉપર જે આરોપો મૂકવામાં આવે છે, તે જો ખરા હોય, તો અમારી છેડછાડ ઝઘડો મટાડવાને બદલે ઉલટો તેને વધારવાના કારણરૂપ થઇ પડે. તેથી અમે પહેલાં તો ચુપજ રહ્યા. પરંતુ ઝો નુરિલ હકકિલ મુબીન નામની કિતાબ જાતે જોયા પછી, અને ચર્ચાના સવાલો ઉપર બારીક નજર દોડાવ્યા પછી અમારી ખાત્રી થઇ કે મુસન્નીફ અને તેમની જાત ઉપર જે આક્ષેપો મૂકવામાં આવ્યા છે, તે માત્ર ઝાતી અનાદ, બુગ્ઝ, અને હસદનેજ આભારી છે.

**દરપરદેહ ઈન્હેં ગયરસે હય રબ્ત નેહાની,**
**ઝાહેરકા યે પરદેહ હય કે પરદેહ નહિ કરતે.**

હકીકતમાં મજકુર કિતાબની કોઇપણ તાલીમ એવી નથી કે જેથી ઇસ્લામી દુનિઆમાં સુલેહનો ભંગ થવાનો, અથવા મુસલમાનોમાં બેચેની પેદા થવાનો સંભવ હોય. ઈન્સાની ફિતરતનો કાયદો એવો છે કે તેઓ સાહેબ ( મુલ્લાં તાહેર સૈફુદીન ) પણ પોતાના ધાર્મિક અકાયદો આ નાન-કડી કિતાબમાં આપેલા દાખલાઓ પ્રમાણે જાહેર કરી શકે. પણ તેમણે નતો ફિતરતના કાનુનનો લાભ ઉઠાવ્યો છે; કે નતો કાનુને હુકુમત. તે પોતાના ધાર્મિક શિક્ષણમાં અખલાકી કાનુનના સખ્ત પાબંદ રહ્યા. અને પોતાની કલમ વડે કોઈની વિરૂદ્ધમાં એક શબ્દ માત્ર પણ લખવાનું પસંદ કર્યું નહિ. તેથી મુસન્નીફનો લખવાનો તરીકો તારીફને લાયક છે. એટલા માટે કે તેમણે પોતાના ધાર્મિક શિક્ષણની કિતાબમાં પણ બીજાઓના જઝબાતનો લિહાઝ રાખ્યો.

**હુઆ હય મુદ્દઇકા ફેસલા અચ્છા મેરે હકમેં,**
**ઝુલયખાને કીયા ખુબ પાકદામન માહે કિનાનકા**

નિઝામુલમશાયખના અધિપતીએ પોતાના રિસાલામાં લખ્યું છે કે "મજકુર કિતાબ માત્ર દાઉદી વહોરાઓ માટેજ પ્રગટ કરવામાં આવી છે.

તોપણ મુલ્લાં સાહેબ ઇસ્લામની પકડથી બચી શકતા નથી. કેમકે તેમણે પોતાની કિતાબમાં અબદીયતની હેસીઅતને એક કોરે મૂકી દીધી છે. તેમણે ખુદા, રસુલ અને ઝમાનાના ઇમામ હોવાનો દાવો કર્યો છે. અને કોઈ જગ્યાએ તો દાઇની શખ્સીયત નમુદાર ફરમાવે છે "

## હઝારૂં મિન્નતું પરભી જફા કી, તલાફી કીભી ઝાલિમને તો કયા કી.

આ વાત તો અમે પહેલાંથીજ સારી રીતે સાબીત કરી ચુકયા છીએ કે મુસન્નીફની ઇબારતથી તો એવું જણાતું નથી કે તેમણે ઇશારા રૂપે પણ તેવા દાવા કર્યા હોય. પણ હવે અમને ખુશી એ વાતની થાય છે કે મુસન્નીફે મજકુર કિતાબ દાઉદી ફિરકા માટેજ લખેલી હોવાથી તે એતેરાઝને લાયક નથી, એ વાતનો અહેસાસ થોડો ઘણો ચાલે છે.

એતેરાઝ કરનારા સાહેબે મજકુર કિતાબ ઉપર ઘણી મુશકેલીથી પાંચ એતેરાઝ કર્યા છે. અને તે પણ ઠેકાણા વિનાના. ૧ લેખકે પોતાની તારીફ કરી છે. ૨ તોહિદનો રસ્તો માત્ર અહેલે હકને મળેલો છે. ૩ અહેલે સુન્નત વલ જમાઅતના પયરવોને કાફર અને દોઝખી કહ્યા છે. ૪ લેખકે જમાનાના દાઇ હોવાનો દાવો કર્યો છે. ૫ સુન્નીઓના એક સુફીમન્શ બુઝુર્ગ જાફર નહેરવાનીને બુરા ભલા કહ્યા છે.

અમે ઉપરના સઘળા આરોપો ઉપર પુરતો પ્રકાશ પાડીને સારી રીતે સાબીત કરી ચુકયા છીએ કે મોઅતર્ઝનો પહેલો એતેરાઝ બિલકુલ ખોટો છે. મુસન્નીફે પોતાની તારીફ કરી નથી. પરંતુ પોતાની ખાકસારી બતાવી છે. બીજો, ત્રીજો, અને પાંચમો એતેરાઝ લેખક ઉપર બોહતાન સમાન છે. કેમકે તે ઇબારત નજમુસસાકિબ અને અહેમદઅલી હમીદુદ્દીનના રિસાલા ઉપરથી લેવામાં આવેલી હોવાથી (ઝો નુરિલ) ના લેખક તેને માટે જવાબદાર ગણી શકાય નહિ. પોતાની કિતાબમાં બીજી કોઈ કિતાબનો હવાલો લેવામાં, અથવા તેના ઉપરથી ઉતારો લેવામાં કાંઇ લેખકની મકસદ એવી હોતી નથી કે તે તેના અક્ષરે અક્ષરને મળતો છે. દાખલા તરીકે અમે આ કિતાબમાં અસ્લાહનો એક હવાલો આપ્યો છે, પણ તેનાથી કાંઇ અમારા ઉપર એવો આક્ષેપ નથી આવી શકતો કે અમે સાંત કરોડ મુસલમાનોને કાફર કહ્યા છે. (તૌબા, તૌબા) અમે તો માત્ર તે કિતાબના લખાણનો દાખલોજ આપ્યો છે.

તે ઉપરાંત ઉતારો કીધેલી ઇબારતમાં પણ કોઇ જગ્યાએ એવા

શબ્દો જોવામાં આવતા નથી કે જેથી હર્ફશનાસ મોઅતર્ઝની વાત રહી જાય. દરેક રીતે ત્રીજા એતેરાઝનો બોજો એતેરાઝ કરનારનીજ ગરદન ઉપર રહે છે. કેમકે મજકુર કિતાબમાં તેના લેખક કોઇને પણ કાફર કે દોઝખી લખ્યા નથી એ અમે દરેક પહેલુથી બતાવી ચુકયા છીએ. પરંતુ એતેરાઝ કરનાર સાહેબે તો ઘણા અખબારોમાં શીયા સુન્ની બન્નેને ખુલ્લી રીતે કાફર બનાવ્યા છે. અને રૂપીઆ આપીને પોતાના એતેરાઝને એવા તો બહોળા પ્રમાણમાં છપાવ્યો છે કે કોઇપણ માણસ તેને જોયા વિના બાકી રહે નહિ. હવે રહ્યો ચોથો એતેરાઝ. એટલે ઝમાનાના દાઇ હોવાનો મુસન્નીફનો દાવો. અલબત આ શબ્દો મુસન્નીફના પોતાના છે. પણ તે પોતાની કોમ તરફ મુખાતિબ થઇનેજ લખવામાં આવ્યા છે, કે જે વિષે પુરતું વિવેચન અમે આગળ કરી ગયા છીએ. અને એતેરાઝ કરનાર પોતેપણ તે વાત કબુલ કરે છે, એટલે તે કાંઈ નવો દાવો નથી. હાલના મુલ્લાં સાહેબની પહેલાં થઇ ગએલા મુલ્લાંઓએ પણ પોતાને ઝમાનાના દાઇ કહેવરાવ્યા છે. દરેક કોમમાં આવા દાવા કરનારાઓ થઇ ગયા છે, કે જેમણે અમુક ફિરકા કે અમુક કોમ તરફ મુખાતિબ થઈને તેવો દાવો કર્યો ન હતો, પણ તેમનો દાવો સઘળા લોકો માટે હતો. આ પ્રકારના દાખલા અમે આગળ આપી ગયા છીએ.

હવે રહ્યા મુસન્નીફની જાત ઉપર થએલા હુમલા. તે તો અમારી જરા જેટલી તપાસમાં પણ બોહતાન રૂપે પુરવાર થયા છે. છેવટે અમે અમારા અઝીઝ અને મોહતેરમ મોઅતર્ઝને નેક સલાહ આપીએ છીએ કે તે આવી જાતની ઇફતરાબાઝીથી બાઝ આવીને ( મૂકી દઇને ) ખુદાતાલાના દરબારમાં તોબા કરે. કેમકે આ સમય ઇત્તેહાદ અને ઇત્તેફાકનો છે, અને નહિ કે બુગ્ઝ અને નફાકનો. **વસ્સલામ.**

## શમીમતુલ ઇખલાસ વિષે હિંદુસ્થાનના અખબારો શું કહે છે?

### આખેર તશ્ત અઝ બામ હો ગયા

( મુફીદેરોઝગાર તા. ૧૪ મી સપટેમ્બર ૧૯૧૯ અંક ૩૬)

મુકર્રમ જનાબ એડીટર સાહેબ, સલામ બાદ અરજ છે કે મી. વલીમહમદ ઇસ્માઇલ સુરૈયા સાહેબ ૧૮ હજાર મુફીદેરોઝગાર ખરીદવાના હતા. પરંતુ હું નિહાયત અફસોસ સાથે લખું છું કે તે પોતાના

કોલથી માત્ર ૧૮ હજ્જારજ નહિ, પણ ૧૮ લાખ મુરીદેરોઝગાર ખરીદે. પણ જે માણસ માસીક ચાલીસ રૂપિઆના પગારથી આજે લાંબો સમય થયાં લખવાનું કામ કરે છે. અને તેવા લખાણો લખવાના ઝરીઆથી તેમની અંદરની હાલતથી સારી રીતે માહીતગાર થઈ ગયો છે, તેમજ મુલ્લાં તાહેર સૈફુદીનની વિરૂદ્ધમાં છુપી રીતે જે હિલચાલ કરવામાં આવે છે, અને મુલ્લાં સાહેબની તોહીન અને વહોરા કોમની તઝલીલ માટે (શીયા સુન્નીઓમાં ફિસાદ ઉત્પન્ન કરનાર) વલીમહમદ ઇસ્માઇલ સુરૈયા સાહેબ તરફથી હિંદુસ્થાનના અખબારોમાં જે મઝમુનો છપાવવામાં આવ્યા છે તે બધી બાબતોથી પણ ઉપર બતાવેલો લેખક માહીતગાર છે. મી. વલીમહમદ ઇસ્માઇલિ સુરૈયા સાહેબના નામથી જે વહોરા ગૃહસ્થોએ લગભગ ત્રણ મહિના સુધી મજકુર લેખક પાસે ઉર્દુ તહેરીર લખવાનું કામ કરાવી તેને કાંઈપણ બદલો ન આપ્યો, એને માટે મને ઘણી દિલગીરી થાય છે. મને આ શબ્દો ઉચ્ચારવાનું નતો કાંઇ કારણ છે, અને નતો તેની સાથે મારે કાંઇ સંબંધ છે. પણ એક વાત તો મારે કહેવીજ જોઇએ કે ઉપર બતાવેલી મુદત સુધી મેં જેટલા મઝમુન લખ્યા તે સઘળા મઝમુન મુલ્લાં રહેમતઅલીના લખેલાં છે. અને આદમજી પીરભાઈના દીકરા શેઠ ઇબ્રાહીમે લખાવેલા છે. અને શેઠ સાહેબેજ મને નોકર પણ રાખ્યો હતો. અને મુલ્લાં રહેમતઅલીના હાથ તળે હું કામ કરતો હતો. મુલ્લાં રહેમતઅલી સાહેબ મઝમુન લખીને શેઠ સાહેબને વાંચી સંભળાવતા, અને જ્યારે શેઠ સાહેબ પોતાનો અભિપ્રાય આપીને તેને પાસ કરી લેતા, અને લખાવવા માટે મુલ્લાં સાહેબને આપતા ત્યારે મુલ્લાં સાહેબ મને નકલ કરવા માટે આપતા હતા. અને કહી દેતા હતા કે અમને ચાલીસ અથવા પચાસ નકલની જરૂર છે ( એટલે જેટલી નકલ પ્રેસમાં મોકલવાની મકસદ હોય ). આ પ્રમાણે કહ્યા મુજબ નકલો યોગ્ય સમયમાં તૈયાર કરીને હું આપી દેતો હતો. હવે હું ઘણી દિલગીરી સાથે લખું છું કે મેં લગભગ ત્રણ મહિના અને આઠ દિવસ પર્યંત ત્યાં કામ કર્યું. પરંતુ એક વખત પણ મેં વલીમહમદ ઇસ્માઇલ સુરૈયાને ત્યાં જોયા નથી. તેથી હું તેમને ઓળખી શકતો નથી કે આ પોતે વલીમહમદ ઇસ્માઇલ સુરૈયા છે. અથવા તે ફર્ઝી નામ છે. અને જો તે સાહેબ જાતે પોતે છે તો પછી શેઠ ઇબ્રાહીમભાઈ સાહેબ શા માટે આવી બીનજરૂરી કારરવાઇ કરી રહ્યા છે કે પોતે મઝમુન છપાવે, અને નામ વલીમહમદ સુરૈયાનું લખે ? આતો ટટ્ટીની આડમાં શિકાર રમવા જેવુંજ

થયું. અહેલે સુન્નત વલ જમાઅતના મારા સુન્નીભાઇઓને આવા મઝમુનોથી ઘણો ગુસ્સો ચઢશે. એટલુંજ નહિ પરંતુ કોઇ નહિ, અને કોઇ તો મુકાબલા માટે પણ કસદ કરી ચુકયા હશે. તેથી આ લેખથી હું મારા મુસલમાનભાઇઓને ચેતવણી આપું છું કે હિંદુસ્થાનના અખબારોમાં વલીમહમદ સુરૈયાના નામથી જે મઝમુનો છપાય છે, અને જેનો હેતુ શીયા અને સુન્નીઓ વચ્ચે અદાવત પેદા કરાવવાનો છે, તે વલીમહમદ સુરૈયા તરફથી છપાવવામાં આવતા નથી, પરંતુ તેના છપાવનાર વોહરા કોમના એક ગૃહસ્થ શેઠ ઇબ્રાહીમભાઇ સાહેબ છે. તેથી અહેલે ઇસ્લામના બીરાદરોએ આ મામલા ઉપર બારીક ધ્યાન આપવું જોઇએ. અને બરાબર તપાસ કર્યા પછીજ જે કાંઇ કરવું ઘટે તે કરવું જોઇએ. નહિ તો વિના કારણે બન્ને ફિરકાઓમાં નાઇત્તેફાકી પેદા થશે. અને તેને માટે અહેલે સુન્નત વલ જમાઅતને પણ દિલગીરી થશે. આગલા વરસે વોહરા કોમના નાના મોટા સઘળા માણસો એવો ખ્યાલ જરૂર કરતા હશે કે અમારા વિરૂદ્ધમાં જે કાંઇ કારરવાઇઓ થઇ રહી છે, અને જે મઝમુનો છપાવવામાં આવે છે તે અહેલે સુન્નત વલ જમાઅત તરફથી છે. પરંતુ તે સઘળી કારરવાઇઓના બાની (આગેવાન) અને મઝમુનો છપાવનાર વોહરા કોમનાજ લોકો છે, કે જેઓ પોશીદા રહીને મઝમુનો છપાવે છે. મુલ્લાં રહેમતઅલી સાહેબને હું પહેલાં જાણતો ન હતો. પણ મેં ત્રણ મહિના અને આઠ દહાડા પર્યંત શેઠ ઇબ્રાહીમના મુલાઝિમ તરીકે મુલ્લાં રહેમતઅલીના હાથ નીચે કામ કરેલું હોવાથી તેમની વાતો ઉપરથી એ વાત મારા જાણવામાં આવી કે સરકારમાં મુલ્લાં સાહેબે તેમની સામે જે ફરીયાદ કરી હતી તેમાં તેમના ઝામીન લેવાયા છે, અને દંડની સજાને લાયક થઇ ચુકયા છે. વાત આ પ્રમાણે હોવા છતાં પણ તે છુપી રીતે લેખો લખીને ઇબ્રાહીમભાઇને આપે છે, અને અખબારોમાં છપાવે છે. આ ભેદ કયાં સુધી ગુપ્ત રહેશે ? કોઇને કોઇ દિવસે તો ભેદ ફુટીજ જશે. અને અહેલે સુન્નત વલ જમાઅતના ભાઇઓ પણ આ ભેદથી વાકેફ થશે કે એક સુન્નીની આડમાં રહીને વોહરા લોકોજ ફિતનો ફસાદ જગાડનારા, અને કોમ કોમ વચ્ચે ફાટફુટ પડાવનારા છે. અને વોહરા લોકો કે જેઓ સુન્નત જમાઅતવાળાઓને પોતાના મુખાલિફ (વિરોધી) જાણે છે, તેઓએ પણ આ વાત ઉપર ખાસ ધ્યાન આપવું જોઇએ. આ વાતથી હું માહીતગાર થએલો હોવાથી બન્ને ફિરકાઓને આગ્રહ કરવાની (ચેતાવવાની) મેં મારી ફરજ વિચારી, જેથી કાંઇ દિલગીરીભરેલો બનાવ બને નહિ. અને બન્ને ફિર-

કાવાળાઓ તે કામના પરિણામનો સોચ (ખ્યાલ) કરે. હું પણ એક સુન્ની છું. અને જ્યારે શેઠ ઇબ્રાહીમ કે જે એક વોહરા ગૃહસ્થ છે તેમની પાસે મુલાઝિમ હતો, ત્યારે તે બધા લેખોની નકલો મેં કરી છે. પણ આજ સુધી તેમણે મારો પગાર આપ્યો નથી. જો કે મેં તેમને તે વિષે ચીઠી પણ લખી. પણ તેમણે આજ સુધી મને કાંઇપણ જવાબ આપ્યો નથી. એટલુંજ નહિ પરંતુ પોતાના કારખાનામાં મને નહિ પેસવા દેવા માટે નોકરોને સખ્ત આજ્ઞા કરી છે. તેથી હવે હું કાયદાની રૂએ ઇલાજ લઇશ અને આશા છે કે સરકારની ન્યાયની કોર્ટમાં મને જરૂર ઇન્સાફ મળશે અને મારો ૩ માસ અને આઠ દહાડાનો પગાર મને અપાવવામાં આવશે જનાબ એડીટર સાહેબ જો આપ મારો આ લેખ પેપરમાં પ્રગટ કરશે તો, આ મઝમુન સંબંધી હું જે કાંઇ જાણું છુ તે એક બીજા લેખમાં બતાવી આપીશ. મને આશા છે કે આપ આ ઈસ્લામી ખીદમતરૂપ લેખને પ્રગટ કરીને મને આભારી કરશો. બે ફિરકાઓ વચ્ચેના ઝઘડાને તસફીયો (નિકાલ) કરનાર લેખને પ્રગટ કરવો તે પણ ઈસ્લામની ખિદમત કરવા જેવું છે.

## શમ્મીમતુલ ઇખલાસ ઉપર એક નઝર.

### (મુસન્નીફ-સૈયદ અબ્દુલ અઝીઝ સાહેબ અહેમદ તિરમીઝી)

### (ઔધપંચ. લખનૌ. તા. ૨૬ સપટેમ્બર ૧૯૧૯ અંક ૩૮)

ઇ. સ. ૧૯૧૯ ની સાલના એપ્રીલ માસમાં વલીમહમદ ઈસ્માઇલ સુરૈયાએ જનાબ મુલ્લાં તાહેર સૈફુદીન વિરૂદ્ધ એક લેખ બદલાની રકમ સાથે ઓહોદનામાની ઝિમ્મેદારીથી મોકલ્યો હતો. અમને તે લેખ જોઇને એક મુસલમાનની ઉંચી હિમ્મત અને મઝહબના પાસને માટે ઘણી નવાઇ લાગી અમારો પરચો (છાપું) મઝહબી નથી—તેમ અમે મઝહબી છેડછાડને પસંદ કરતા પણ નથી. પુરાના પંચમાં પણ મુનાઝીરાની હકીકત (વાદવિવાદ) અને મઝહબી કિતાબોની જાહેર ખબર પૈસા લઇનેજ છપાતી હતી, અને તેજ પ્રમાણે અમને મોકલવામાં આવેલો લેખ એક ઉજરતી જાહેર ખબર તરીકે મુકર્રર કરેલા પાનાઓથી અલગ પાનાઓ ઉપર છાપવામાં આવ્યો બદઝનીની કાંઇપણ વજેહ ન હતી. મર્હુમ ઔરંગઝેબના ઉસ્તાદ મુલ્લાં જીવનને કોઇએ કહ્યું કે "ગંગાનો પૂર જોનપુરના રસ્તાથી આવી રહ્યો છે, તેમાં આપનું ઘર ડુબી જશે." મુલ્લાં જીવને તરતજ એક હજાર રૂપિઆ

ખબર આપનારને આપીને કહ્યું કે "કોઈપણ રીતે તે આફતનો અટકાવ કર." કેટલાક લોકોએ કહ્યું કે "મૌલાના ! તમે આવી ઉડતી ખબરો ઉપર શા માટે ભરોસો રાખો છો ?" આપે જવાબ આપ્યો કે "તમારૂં કહેવું ઠીક છે. પણ શું મુસલમાનો પણ કદી જુઠું બોલે છે ?"

સુરૈયા સાહેબે લેખ ઉપર અમારો અભિપ્રાય આપવાની દરખાસ્ત કરી. તે દરખાસ્ત અમે એવું કહીને નામંજુર કરીકે ઝો નુરિલ હકકીલ મુબીન નામની કિતાબ જોયા વિનાં અમે કાંઇપણ અભિપ્રાય આપી શકતા નથી. અને કિતાબ જોયા પછી પણ ઔધપંચના મુકરર્ર કરેલા પાનાઓ ઉપર તો મુકર્રર કરેલી બાબતો સિવાય મજકુર લેખ બાબત કાંઈપણ લખીશું નહિ. અમારૂં કામ અભિપ્રાય વેચવાનો નથી. તેમજ ઔધપંચના પાનાઓ પણ તેને માટે ફાઝલ નથી, માટે અમને માફ કરશો. આના જવાબમાં નતો કિતાબ આવી કે નતો કાગળનો જવાબ. ઝમાનો પસાર થઇ ગયો. થોડા વખત પછી કેટલાક અજીબો ગરીબ (ઘણા નવાઈ જેવા) મઝમુન બીજા પેપરોમાં જોવામાં આવ્યા. દાખલા તરીકે મુશીરેરોઝગાર મુંબાઇ, અને મુસ્લિમ હેરલ્ડ. અને તે પડદાના સુરાખમાં અમને કાંઇ ઓરજ આંખો ચમકતી ઝમકતી જોવામાં આવી. પણ સબુર સિવાય કાંઈપણ ઇલાજ નહતો.

હમણા મજકુર લેખના રદીઆમાં સૈયદ અબ્દુલઅઝીઝ સાહેબ અહેમદ તિરમીઝી તરફથી એક કિતાબ મળી છે. આ કિતાબ મોટા કદની લગભગ ૯૮ પાનાની છે. તિરમીઝી સાહેબ જાહેર કરે છે કે ઝો નુરિલ હકકિલ મુબીન પબ્લીકમાં મૂકવા માટે છપાવવામાં આવી નથી. અને તેમાં બીજા કોઇ પણ ફિરકા ઉપર હુમલા કરવામાં આવ્યા નથી. ખાસ પસંદ કરેલા માણસોને પોતાને હાથે બિસ્મીલ્લાહ શરીફ લખીને મુલ્લાં સાહેબ તે કિતાબ આપે છે. દાઉદી ફિરકો કે જેના પેશવા મુલ્લાં તાહેર સૈફુદીન છે, તેના સિવાય બીજા કોઈ પણ ફિરકાને તે કિતાબ જોવાનો હક નથી. નતો કિતાબ બુકસેલરોને ત્યાં મળે છે કે નતો તે ગેરને મળી શકે છે. અહેલે સુન્નત વલ જમાઅત વિરૂદ્ધ સુરૈયા સાહેબે જે ઇબારત પોતાના મઝમુનમાં લખી છે તે મુલ્લાં સાહેબની નથી. મુલ્લાં સાહેબે નજમુસસાકિબ ઉપરથી તેનો ઉતારો કર્યો છે. અને સુરૈયા સાહેબે તેનું માથું અને પૂછડી કાપીને લોકોને મુલ્લાં સાહેબ વિરૂદ્ધ ઉશ્કેરવામાં તેનો ઉપયોગ કર્યો છે. પરંતુ તે માત્ર નાકિસ છે. તે સિવાય બીજા પણ

કેટલાક ઉમુર એવી રીતે બદલીને રજુ કર્યા છે કે તેમની સચ્ચાઇમાં ઇશ-તીબાહની ગુનજાઇશ રહેતી નથી. તિરમીઝી સાહેબે કિતાબની પુરી ઇબા-રતો નકલ કરી છે, કે જે પોતાની મતલબ બરાબર દેખાડી આપે છે. તેમનો દાવો વાજબી છે કે દરેક શખ્સને પોતાના ધર્મના સંબંધમાં બીજાઓના મુકાબલામાં પોતાની હકીકત બતાવવાનો હક છે. મુલ્લાં સાહે-બને ઝમાનાના દાઇ હોવાનો દાવો છે. પણ તે દરેક જગ્યાએ અબીદ ઇમામકુમ લખે છે. અને દરેક જગ્યાએ તેમણે પોતાના અનુયાયીઓનેજ ખિતાબ કર્યો છે, અને નહિ કે બીજાઓને. બીજી કિતાબોના દાખલાઓ પણ આપવામાં આવ્યા છે, કે જેમાં જુદા જુદા ધર્મવાળાઓએ પોતાની સચ્ચાઈની સાબીતીમાં બીજાઓને બાતીલ બતાવ્યા છે. અને એવોજ તર્ઝ અમલ લગભગ દરેક ધર્મનો છે. બીજાઓને તો સુરૈયા સાહેબના લેખ ઉપર અભિપ્રાય આપવામાં અફસોસ થાય કે ન થાય, પણ અમને તો એ વાત ઉપર અફસોસ થાય છે કે અમે શા માટે મી. સુરૈયાના છાપેલા લેખને આધપંચમાં દાખલ કર્યો ? અમે તો એવુંજ ઇચ્છીએ છીએ કે હવે પછી આવા નકામા લેખો અમને મોકલવામાં નજ આવે તો સારૂં, અને અમે પણ તેને પ્રગટ કરીશું નહિ. સુરૈયાનો છાપેલો મઝમુન અમારા પેપરમાં પહેલી અને છેલ્લી વારજ છપાયો છે. જો તે લેખ છપાયલો ન હોત, અને હાથે લખેલો હોત, અને લખનાર પુરેપુરી રીતે જવાબદારી માથે ન લેત તો શાયદ અમે અમારા સંદેહ ઉપર પુરો અમલ કરત.

તિરમીઝી સાહેબનો તર્ઝ ઇસ્તદલાલ મજબુત છે. અને અમે કબુલ કરીએ છીએ કે લગાડવામાં આવેલા ઇલઝામોથી મુલ્લાં તાહેર સૈફુદીન સાહેબ બિલકુલ પાક છે. પણ જે પત્રકારોએ પોતાના અભિપ્રાય આપ્યા વિના લેખ પ્રગટ કર્યો છે, તેમણે દયાનતદારી વિરૂદ્ધ કાંઇપણ કામ કર્યું નથી. બદલાવાળા લેખો હમેશાં આવતાંજ રહેછે. તેમને છાપવામાં આવે છે. તેમજ છપાયલા લેખોની પણ નકલ કરવામાં આવે છે. અને અધિપતી પોતાનો અભિપ્રાય આપે કે ન આપે પણ લેખ પ્રગટ કરવાથી તે લેખકના અભિપ્રાયને મળતો છે એવું કાંઇ નથી. જો અમને આયંદેહ માટે સદ-બાબ મકસુદ ન હોત તો અમે ઘણુંકરીને આ ચર્ચા ઉપર કાંઇપણ લખવાને બદલે ચુપ રહેવાનું પસંદ કરત. હવે રહી એ શંકા કે જો સુરૈયા સાહે-બની ઝર પોલીસીએ અમારા ઉપર કાંઇપણ અસર કરી હોય તોપણ અમે લાલચના ટટુને આગળ વધવા દેતા નથી. નકામી ખુશામદ અને લાલચને અમે હમેશાં ધિક્કારીએ છીએ. જો ખુદાની ઇચ્છા હશે તો

અમારો તેજ તરીકો કાયમ રહેશે. અને તેવી ખોટી આદતથી અમે બચેલા રહીશું.

## શમીમતુલ ઇખલાસ.

### રહેનુમા. મુરાદાબાદ તા. ૪ ઓકટોબર ૧૯૧૯ અંક ૩૫

દાઉદી વોહરા ફિરકાના દાઇ જનાબ મુલ્લાં તાહેર સૈફુદ્દીનની કિતાબ ઝો નુરિલ હકકિલ મુબીન વિરૂદ્ધ ગયા એપ્રીલ મહીનામાં મુંબાઇથી વલી મહમદ ઇસ્માઇલ સુરૈયા સાહેબે ઓહદનામાની ઝિમ્મેદારી સાથે એક છાપેલો મઝમુન અમને મોકલ્યો હતો, મજકુર લેખ બીજા અખબારોમાં છપાયલો હોવાથી, અને કેટલાક પેપરોએ તો તેની તરફદારીમાં અગ્ર લેખો પણ લખેલા હોવાથી, કાંઇપણ વિચાર કર્યા વિના અમે પણ તે લેખ પ્રગટ કરી દીધો. અને સુરૈયા સાહેબના લખવા પ્રમાણે તેના ઉપર અમારી નોટ પણ લખી. સુરૈયા સાહેબની જોશદાર ઇબારતથી અમે સમજ્યા કે તે બિલકુલ સચ્ચાઈ અને મઝહબી જોશથી મજકુર લેખ છપાવી રહ્યા છે. પરંતુ પાછળથી કેટલાક અખબારો મારફત જાણવામાં આવ્યું કે મુંબા-ઇના મુશીરેરોઝગારના અધિપતી સુરૈયા સાહેબનો રદીયો આપી રહ્યા છે. પણ અમારે ત્યાં મુશીરેરોઝગાર પેપર બદલા તરીકે આવતું નહિ હોવાથી અમે સુરૈયા સાહેબનો મજકુર લેખ પ્રગટ કર્યો. અને તેને ટેકો આપ્યો. પણ હમણા સૈયદ અબ્દુલઅઝીઝ અહેમદ તિરમીઝીએ આ ઝઘડાને લગતી શમીમતુલ ઇખલાસ નામની એક કિતાબ લખી છે. જે અમારા અભિપ્રાય માટે મોકલવામાં આવી છે. અને તે આ વખતે અમારી સામે છે. મજકુર પુસ્તકમાં તિરમીઝી સાહેબે યોગ્ય તપાસ કર્યા પછી લખ્યું છે કે મજકુર કિતાબ ( ઝો નુરિલ હકકિલ મુબીન ) આમ રીતે પ્રગટ કરવામાં આવી નથી. પરંતુ પોતાના ખાસ એતેકાદવાળાઓનેજ પોતાના હાથે બિસ્મીલ્લાહ શરીફ લખીને મુલ્લાં સાહેબ તે કિતાબ આપે છે. અને માત્ર દાઉદી ફિરકા સિવાય બીજા કોઇને પણ તે જોવાનો હક નથી. અને તેવીજ રીતે શીયા સુન્ની વિરૂદ્ધ તેમાં કાંઇપણ લખવામાં આવ્યું નથી. પણ જે ઇબારત સુન્નત જમાત વિરૂદ્ધ સુરૈયા સાહેબે પોતાના મઝમુનમાં લખી છે, તે મુલ્લાં સાહેબની પોતાની નથી. પરંતુ નજમુસસાકેબ નામના રિસાલા ઉપરથી તેની નકલ કરવામાં આવી છે. અને ઉપર પ્રમાણેજ બીજી ઇબારતોમાં પણ કાપકુપ કરીને સુરૈયા સાહેબે મુસલમાનોને ભૂલ થાપ આપી છે. તિરમીઝી સાહેબે આખી આખી ઇબારતો દાખલ કરીને તેનો તરજુમો આપેલો છે. અને

દરેક બાબત ઉપર બરાબર લક્ષ આપીને સાબીત કર્યું છે કે તે ઇબારતમાં કોઇપણ જગ્યાએ શીયા કે સુન્નત જમાઅત વિરૂદ્ધ એક પણ જુમલો નથી. અને તે કિતાબ ખાસ પોતાના ફિરકા માટેજ લખેલી હોવાથી મુલ્લાં સાહેબે જો પોતાના ઉસુલોની તારીફ કરી હોય તો તેમાં દખલ કરવાનો બીજા કોઈ પણ ફિરકાને શો હક છે? સુરૈયા સાહેબે ખોટી મતલબ બતાવવા માટે ઈબારતના કડકા કરી આમ મુસલમાનોને ભડકાવવાની જે કોશીશ કરી છે, તે માત્ર જાતી અદાવતનું પરિણામ હતું. અને તેની પુરી કલઈ ( ભોપાળું ) ખોલી નાખવામાં આવી છે. અને ઘણી બાહોશીથી સાબીત કરવામાં આવ્યું છે કે મજકુર કિતાબ એક અમુક ફિરકાને માટેજ પ્રગટ થએલી હોવાથી તેનાવડે આમ મુસલમાનોમાં કાંઇપણ ફસાદ અને નફાક થવાનો સંભવ નથી. અને મુલ્લાં સાહેબે ઈસ્લામના કોઇપણ ફિરકાને કાફર મુશરિક કે દોઝખી બતાવ્યો નથી. પણ સુરૈયા સાહેબે નહિ ઇચ્છવાજોગ વર્તનથી મુસલમાનોમાં ફસાદ અને નફાક ઉત્પન કરાવવાની કોશીશ કરી છે. છેવટના ભાગમાં સુરૈયા સાહેબની સખાવત, સચ્ચાઈ, અને ઈલ્મી કાબેલીયતની ઠીક કલઈ ખોલી છે. અને બતાવી આપ્યું છે કે તેમણે કેવી રીતે ધોકાબાઝીથી પત્રકારોને બદલો આપીને મઝમુન છપાવ્યો છે. અને તે પણ એટલે સુધી કે પોતાના ધર્મની બાબતમાં પણ થાપ આપી. અને અસ્લાહના એડીટર આગળ પોતાને શીયા બતાવી ખોટો લાભ લીધો છે. સુરૈયા સાહેબે શરૂઆતમાં તો મઝહબની હિમાયત અને જાહેર સેવા કરવાનું કહીને પત્રકારોને લેખ પ્રગટ કરવા માટે યોગ્ય બદલો આપ્યો. અને ભવિષ્યમાં એડીટોરીઅલ માટે યોગ્ય બદલો આપવાનું કહીને કેટલાક પત્રકારો સાથે વાયદા વિરૂદ્ધ અપશબ્દો કહીને ખરાબ સુલુક કર્યો આ ધોકાબાઝીને ભાઇબંધ નયરેઆઝમે ઉઘાડી પાડી છે. આ ઉપરાંત સુરૈયા સાહેબે એક બીજું કાર્ય પણ કર્યું છે. અને તે એ છે કે સરકારને એક મેમોરીઅલ મોકલવા માટે રજીસ્ટર બનાવીને મુસલમાનોની સહીઓ લીધી છે. તેમના દિલ્લીનિવાસી મુરશદના એક પયરવે મુરાદાબાદમાં પણ મજકુર રજીસ્ટરમાં તેવીજ રીતે ભૂલથાપ આપીને મુસલમાનોની એક સંખ્યાની સહીઓ લીધી છે.

અમને ખરા અંતઃકરણથી અફસોસ થાય છે કે અમે મુલ્લાં સાહેબની અસલ કિતાબ જોયા વિના સુરૈયા સાહેબના કહેવા ઉપર ભરોસો રાખીને તેમને ટેકો આપ્યો. અમે પૈસાના ઉપાસક નથી. પણ હકકાનીયત, અને સદાકતના હિમાયતી છીએ. જો અમને ભૂલથાપ આપવામાં આવી

ન હોતતો અમે મુલ્લાં સાહેબ વિરૂદ્ધ એક શબ્દ પણ લખત નહિ. અમે સૈયદ અબ્દુલઅઝીઝ સાહેબ તિરમીઝીની એટલા માટેજ તારીફ કરીએ છીએ કે તે એક સુન્ની હોવા છતાં, અને તેમને બીજા કોઈ ફિરકા સાથે સંબંધ નહિ હોવા છતાં માત્ર ફસાદની જડ નાબુદ કરવા માટે તેમણે આવી કોશીશ કરી છે. કિતાબ ઘણી સરસ છે. અને તેના દરેક પહેલુ ઉપર પુરતો પ્રકાશ પાડવામાં આવ્યો છે. અને તેમ કરીને ફિતના ફસાદની જડને તેમણે નાબુદ કરી છે. કિતાબ ૯૮ પાનામાં પુરી થઇ છે. અને કાગળ અને છપામણી આદિ દરેક વસ્તુ સારી હોવા છતાં નકલ દીઠ ચાર આના કિમત રાખવામાં આવી છે. અને તે લેખકના આ સરનામાથી મળી શકે છે. સૈયદ અબ્દુલઅઝીઝસાહેબ અહેમદ તિરમીઝી, મુકામ કોડાજહાનાબાદ જીલ્લે ફતેહપુર, હિસોહ.

## અમારી ટીકા.

### ( નૈયરે આઝમ. મુરાદાબાદ તા. ૧૨ ઓકટોબર ૧૯ અંક ૩૮ )

શમીમતુલ ઇખલાસ—કોડાજહાનાબાદ, જીલ્લે ફતેહપુરના રહેનાર સૈયદ અબ્દુલઅઝીઝ અહેમદ તિરમીઝીએ જનાબ મુલ્લાં તાહેર સૈફુદ્દીને રચેલી કિતાબ ઝો નુરિલ હકકીલ મુબીન ઉપર એક તનકીદી નઝર નાખી છે. ગયા એપ્રિલ મહિનામાં મુંબાઇથી વલીમહમદ ઇસ્માઇલિ સુરૈયા સાહેબે એક લાંબો છાપેલો લેખ ઓહોદનામાની ઝિમ્મેદારી સાથે અખબારોને મોકલ્યો હતો. મજકુર પેંફલેટમાં મુલ્લાં સાહેબ વિરૂદ્ધ ઘણું લખવામાં આવ્યું હતું. અને પત્રકારોને સારી રીતે ભૂલાવામાં નાખ્યા હતા. ઉપરનું પુસ્તક જોવાથી જણાય છે કે મુલ્લાં સાહેબે શીયા—સુન્ની વિરૂદ્ધ એક શબ્દ પણ લખ્યો નથી. પરંતુ સુરૈયા સાહેબે ઉંધુ ચત્તું કરીને શીયા સુન્નીઓ વચ્ચે ફસાદ ઉત્પન્ન કરવાની કોશીશ કરી છે. પત્રકારો સુરૈયા સાહેબ ઉપર ભરોસો રાખીને તેમના છાપેલા પેંફલેટ અને બીજા મઝમુનોને એડીટોરીઅલમાં છાપતા રહ્યા. પણ હવે તે વાત ઉઘાડી પડી ગઇ. મુંબાઇના મુરીદેરોઝગાર અને ઉપરના રિસાલાએ તે પડદાને દુર કરી નાખ્યો છે, કે જે સુરૈયા સાહેબે લોકોની નજરો આગળ રાખી મૂકયો હતો. મુલ્લાં સાહેબે કોઇ કોઇ જગ્યાએ બીજાઓની ઇબારતો નકલ કરી છે. પણ સુરૈયા સાહેબે તે ઇબારતોને મુલ્લાં સાહેબ ઉપર ઢોળી નાખી છે. અને નફાક ઉત્પન્ન કરાવવા માટે સારો માર્ગ શોધી કાઢયો છે. અમને પોતાને નવાઈ લાગતી હતી કે ઇસ્લામના કોઇપણ ફિરકાનો એક બુઝુર્ગ

કેવી રીતે બીજા ફિરકાઓની બુરાઇ અથવા તેમના ઉપર એતેરાઝ કરી શકે ? પણ હવે તે ભેદનો સ્ફોટ થયો છે. અને સુરૈયા સાહેબનો કોઈ પણ જગ્યાએ પત્તો લાગતો નથી. સુરૈયા સાહેબે પત્રકારો સાથે જે વાયદા વિરૂદ્ધ કામ કર્યું છે, તેમાંના કેટલાકનું અમને સ્મરણ છે. અને તે વડે સુરૈયા સાહેબનું પોઝીશન જણાઇ આવે છે. કેટલાક નકલી પત્રકારોએ પણ સુરૈયા સાહેબ સાથે જે વર્તણુંક ચલાવી છે તે પસંદ કરવા જોગ નથી. સુરૈયા સાહેબે પોતાની ઝાતી તહેરીરથી પત્રકારોના પાંચ વર્ગ પાડયા છે. તે બધી હકીકત ઉપરના રીસાલામાં જોવામાં આવશે. રિસાલામાં બધા મળીને ૯૮ પાના છે, અને તે ચાર આનાની કિમતે કર્તા પાસેથી મળી શકે છે.

## સચ્ચી ડંકો.

જનાબ સૈયદના વ મૌલાના અલીમહમદ તાહેર સૈફુદીનનો આ રિસાલો છે. અને તેમાં વોહરા કોમના હાલાત ( અહેવાલો ) બતાવતાં બતાવતાં તે મજલિસોનો અહેવાલ આપ્યો છે કે જે એક અખબારમાં છપાયલા મઝમુનથી ઉશકેરાઇને વોહરા લોકોએ બોલાવી હતી. મુંબાઇ અને અમદાવાદની મજલિસોનો પણ અહેવાલ છે. જુદી જુદી તકરીરો અને મારીપત્રો પણ દર્જ કરેલા છે. મુલ્લાં સાહેબની વાએઝ તેમની ફતેહ, બીજાઓનો ઓહોદ, અને મોઆહેદે તેમજ પુનાના બનાવો મુફીદે રોઝગાર નામના અખબારમાં તફસીલવાર આપવામાં આવેલા છે. રિસાલાના કુલ ૬૪ પાના છે. અને તેના ઉપર કિમત તેમજ પબ્લીશરનું નામ લખવામાં આવ્યું નથી.

## વલીમહમદ ઇસ્માઈલ સુરૈયાના હાલાતનો ઈનકશાફ.

### ( રહેનુમા. મુરાદાબાદ ૪ થી ઓકટોબર ૧૯૧૯ અંક ૩૫ )

જુનાગઢનિવાસી શેઠ વલીમહમદ ઇસ્માઇલ સુરૈયા સાહેબ તરફથી પંજાબ અને યુ. પી. ના ઉર્દુ અખબારો તેમજ રિસાલાઓમાં મુલ્લાં તાહેર સૈફુદીન, તેમના અકાયદ, અને તેમની કિતાબ ઝો નુરિલ હકકિલ મુબીન, ( કે જે ખાસ પોતાના મુરીદો માટેજ છાપવામાં આવી છે ) વિરૂદ્ધ લાંબા લેખો લાંબી મુદતથી છપાતા રહ્યા છે. દુરના લોકો સમજી રહ્યા હતા કે બદલો આપીને મઝમુનો છપાવવામાં આવે છે. અને તેજ પ્રમાણે લાહોરના કેટલાક અખબારો તેમજ રિસાલાઓએ પણ યોગ્ય બદલો લીધો છે. હવે મુંબાઇનો મુફીદેરોઝગાર લખે છે કે વલીમહમદ સાહેબ કોઈ

મોટા માણસ (પૈસાદાર) નથી. પણ તે બીજાઓના હથીઆર થઈ પડયા છે. ભાઈબંધ નૈયરે આઝમ લખે છે કે તેમણે બેકા (નરમ) શબ્દોમાં પત્ર વહેવાર કરીને અમારાથી પણ કામ લીધું. જ્યારે છપામણીનું બીલ મોકલ્યું ત્યારે જવાબ નદારદ. બલકે નોટ પણ આપી. હવે ન્યાયની કોર્ટમાં પહોંચવાનું બાકી છે. વલીમહમદ ઇસ્માઇલ સાહેબના મઝમુનો વાંચવાથી એમ જણાતું હતું કે તે કોમની લાગણી ધરાવનારા અને ઘણાં કેળવાએલા ગૃહસ્થ છે પણ મુશીદેરોઝગારે તો તેમનું બધું પોગળ ઉઘાડી આપ્યું. અને નૈયરે આઝમની ટીકાએ તો બાકી રહેલી લુટીયા પણ ડુબાવી દીધી.

( કશમીરી )

**અખબારે ઇસલામ.** સોમવાર તા. ૧ લી સપટેંબર ૧૯૧૯.

# વોહરા-ચરચા.

## મુલ્લાં રહેમતઅલીના સંબંધમાં બહાર આવેલું અતી નામોસીભરેલું ભોપાલું.

## શીઆ વોહરાઓ સામે સુન્ની મુસલમાનોને અથડાવી મારવાની રચાયલી બાજી.

(૨)

અમો વખતો વખત ટીકા કરતા આવ્યા છીએ કે વોહરા કોમના નામદાર વડા મુલ્લાંજી સાહેબના વિરૂદ્ધમાં અમદાવાદના પોલીટીકલ ઓમીયોમાં અને જુદાં જુદાં ઉરદુ અખબારોમાં જે નાપસંદ ચરચા ચાલુ રહી છે તે ચરચા ચાલુ રાખનારાઓ પડદા પછવાડેથી દોરી ખેંચનારાઓ હોવા જોઇએ. અમારી આ અટકલ ખરી પડી છે, જેની સાબેતી નકલનવીશ શરફુલહકના નીચલા પત્ર ઉપરથી મળી આવે છે. આ નકલ નવીશને રૂ. ૪૦ ના પગારે મુલ્લાં રહેમતઅલીને ત્યાં વલીમહમદ ઇસમાઇલ સુરૈયાના નામે લખાણોની નકલ કરવા નોકરીએ રાખવામાં આવ્યો હતો. જેનો નીચલો ઈકરાર સાબેત કરે છે કે કોઈ વલીમહમદ સુરૈયા નામના સુન્ની મુસલમાનને વોહરા અને સુન્ની મુસલમાનો વચ્ચે

ગંભીર કંકાસનું બી રોપવાને માત્ર પ્રજાની આંખમાં ધુળ છાંટવાને કલ્પીત ઉભો કરવામાં આવ્યો હતો કે જેથી સુન્ની મુસલમાનો એક સુન્ની મુસલમાન પાછળ ઘસડાઇ વોહરાઓના સંબંધમાં કાંઇક નવું જુનું કરવાને ઉશ્કેરાય! પણ અમોએ આગળથીજ રોકડું પરખાવી દીધું હતું કે કોઇને સુરૈયાના નામ આગળ કરવામાં આવ્યા છે, જ્યારે પડદા પાછળ દોરી ખેંચનારાઓ તો કોઈ જુદાજ હોવા જોઈએ છે. અને તેમજ થયું છે, વળી પેલા કોઈ સુરૈયાના સંબંધમાં અમો ખુલ્લે ખુલ્લું લખી ગયા હતા કે એ શખ્સના અરબ્બી ભાષાના જ્ઞાનની બીલકુલ મારામાર હોવાથી તેના તરફથી નામદાર મુલ્લાંજી સાહેબની અરબ્બી કીતાબની વિરૂદ્ધતા એક ફારસ સમાન હતી. પેલા કોઈ સુરૈયાના નામે નામદાર મુલ્લાંજી સાહેબની કીતાબને ઉતારી પાડવામાં કોઇબી સુન્ની મુસલમાનનો નહિ પણ એવા વોહરાઓના હાથ હતા કે જે વોહરાઓને નામદાર મુલ્લાંજી સાહેબે જમાતથી ખારેજ કીધા હતા. આવી શત્રુવટ ધરાવનારા વોહરાઓ તરફથી આપણે એવીજ આશા રાખી શકીએ. ખચિત આ બીના એક ઘણી શરમભરેલી નાલેશી છે, પણ અમો જાણીને બેહદ ખુશી છીએ કે પડદા પાછળ છુપાઇને કામ કરનારા કાંઇ સુન્ની મુસલમાનો નથી. પણ નામદાર વડા મુલ્લાંજી સાહેબના વિરોધીયા વોહરાજ છે. જ્યારે પેલા કોઇ સુરૈયાએ તો પોતાનું નામ પોતાના એક યા બીજા સ્વાર્થની ખાતર આગળ પાડવા દીધું છે. તે ગમે તે હોય, પણ એક સુન્ની મુસલમાનના નામના ભોગેજ ભણેલા વોહરા ગ્રહસ્થોએ સુન્ની મુસલમાન અને વોહરાઓ વચ્ચે ગંભીર મીનાકસો જગાડવાની નાચ બાજી રચી છે. તે ખુલ્લી થઇ જવા પછી "પોલીટીકલ ભોમીઓ" ના પેલા સુન્ની મુસલમાન અધીપતી મી૰ નુરખાન પઠાણ શું કહેવા માગે છે? એ અધીપતીજ પોતાના પત્રમાં પોતાના વાંચનારાઓ વીગેરેને શીખ દેવા વખતો વખત તૈયાર થાય છે. તે અધિપતી, ખુલ્લી થઇ ગયલી આ બાજી પછી પોતાનો કેવી રીતે બચાવ કરવા માગે છે? એ અધીપતી સારી પેઠે જાણતો હોવો જોઇએ કે સુન્ની મુસલમાનોને ઉશકેરી મુકવાની હલકામાં હલકી બાજી રચનાર તેજ વોહરાઓજ હતા જેઓ નામદાર મુલ્લાંજી સામે દ્વેષભાવ અને શત્રુવટ ધરાવે છે, અને એ નામદારને ઉતારી પાડવાને પોતાથી બનતું કરી રહ્યા છે. આ બીના "ઝો નુરીલ હકીલ મુબીન" અને તેના માનવંત કર્તા નામદાર સૈયદના તાહેર સયફુદ્દીન સાહેબની બાબતમાં જે ચળવળ જગાડી હતી. તે સંબંધી પો૰ ભો૰ ના હાથ કેટલા બધા

ઠગાયા હતા, તેનું ભાન હવે તેમને આવ્યા વગર રહેશે નહી. જે મુસલમાનોએ ઉપલી કીતાબથી પોતાની ધાર્મિક લાગણી દુઃખાવવા કરવાનો ફારસ વીરમગામ, અમદાવાદ, ભરૂચ વીગેરેની નાટકભુમીઓ ઉપર ભજવી બતાવ્યો હતો તેઓ છતી આંખે અંધ બની "કાચું કાપવા" પછી પશ્ચાતાપ કરશે તો અમો અજાયબ થઇશું નહીં. ફરેબથી ફરીસ્તાઓ પણ ફસી પડે છે એ કહેવત ઉપલા સુન્ની મુસલમાનોના બાબમાં ખરી પડી છે. તેઓ માટે ખરી શરમીંદગી દુર કરવા માટે હવે પછી કેવો માર્ગ અખ્તીયાર કરવો જોઇએ છે તે અમારી ઉપર આવેલો અસલ નકલનવીશનો નીચલો પત્ર વાંચ્યા પછી તેમને સારી સુઝ પડશે એવી અમો આશા રાખીએ છીએઃ—

## ચરચાપત્ર.

"અખબારે–ઇસ્લામ"ના મોહતેરમ જોગ અસ્સલામો અલયકુમ,

વિનંતી એ છે કે આ કાગળની સાથે એક ઉરદુમાં લખેલી બાબત આપની સેવામાં મોકલું છું, માટે મહેરબાની કરી આપ મારી બાબત ગુજરાતીમાં તરજુમો કરી આપના પત્રમાં પ્રગટ કરશો.

લી૦ નયાઝમંદ

**શરફુલહક.**

મુંબઇ તા૦ ૨૭–૮–૧૯.

અધીપતી સાહેબ,

હું કેટલો વખત થયો રૂ ૪૦ ના પગારે નકલનવીશ તરીકે (મુલ્લાં રહેમતઅલીને ત્યાં) રહી મી૦ વલીમહમદ ઇસ્માઇલ સુરૈયાના નામે લખાણોની નકલ કરતો હતો. જેની અંદરની સઘળી વીગતોથી હું માહીતી ધરાઉં છું. મુલ્લાં તાહેર સયફુદીન (ના૦ વડા મુલ્લાંજી સાહેબ) વિરૂદ્ધ છુપી રીતે જે કામ થતું હતું તે એ કે, મુલ્લાંજી સાહેબને તથા તેમની વોહરા કોમને હલકા પાડવાને (અહેલે સુન્નત જમાત અને વોહરા કોમ વચ્ચે તકરાર ઉત્પન કરવા સારૂ) વલીમહમદ ઈસ્માઈલ તરફથી હીંદુસ્તાનના ઉરદુપત્રોમાં તેના નામે લખાણો મોકલી પ્રગટ કરાવવામાં આવ્યા છે તે બધી વાત હું જાણું છું. મી૦ વલીમહમદ ઈસ્માઈલ સુરૈયાસાહેબના નામે જે વોહરા ગ્રહસ્થોએ મારી પાસેથી લખાણો કરાવી આશરે ત્રણ મહીના સુધી આ કામના બદલ મને મારી મજદુરીનો પૈસો ન આપ્યો એ ઘણી અફસોસની વાત છે. મને આ વિગત જાહેરમાં મેલવાની કાંઈપણ જરૂર

હતી નહી, અને નહી કે મને આ બાબત સાથે કોઇ જાતનો સંબંધ છે, પણ એક વાત સારૂ મને લાગી આવે છે કે મજકુર મુદત સુધી જેટલા લખાણો મેં લખ્યા તે બધા મુલ્લાં રહેમતઅલીના તૈયાર કરેલાં છે અને જનાબ શેઠ ઇબ્રાહીમભાઇ સાહેબ આદમજી પીરભાઇએ બધા લખાવ્યા છે. આ શેઠેજ મને નોકરીએ રાખ્યો હતો. અને મુલ્લાં રહેમતઅલીના હાથ હેઠળ મેં કામ કર્યા કીધું, એટલે મુલ્લાં રહેમતઅલી સાહેબ, બાબત લખીને શેઠ સાહેબને સંભળાવતા ત્યારે શેઠ સાહેબ તે લખાણમાં વધારા સુધારા કરી તપાસ કરતા અને લખાવવાને માટે મુલ્લાં સાહેબને હુકમ આપતા ત્યારે મુલ્લાં સાહેબ તે લખાણની નકલ કરવા સારૂ મને આપતા રહેતા અને હુકુમ કરતા કે તેની ચાલીસ અથવા પચાસ નકલ ( મતલબ કે જેટલી પ્રેસમાં મોકલવાની જરૂર રહેતી ) તેટલી નકલ માટે કહી દેતા હતા. હું તેટલી નકલો જેટલા વખતમાં લખાઇ રહેતી હતી તેટલી તૈયાર કરી આપી દેતો હતો. હવે હું ઘણી દીલગીરી સાથે કહું છું કે મેં ૩ મહીના અને આઠ દહાડા સુધી ત્યાં કામ કીધું પણ તે દરમ્યાન એક દહાડો પણ વલીમોહમદ ઇસ્માઇલ સુરૈયાને જોયો નથી. તેથી હું કહી નથી શકતો કે આ વલીમહમદ ઇસ્માઇલ સુરૈયા નામનો માણસ તેઓ પોતે છે કે કોઇ કલ્પીત નામ છે. અગર ખરેખર તે નામનો માણસ પોતે છે તો પછી શેઠ ઇબ્રાહીમભાઇસાહેબ શા માટે આવી ખોટી કારરવાઈ કરી રહ્યા છે, કે પોતે તો લખાણો પ્રગટ કરાવે અને નામ વલીમહમદ સુરૈયાનું લખાવે ? કહેવત છે કે "ટટ્ટીની આડમાં શિકાર રમી રહ્યા છે." મારા ભાઇઓ અહેલે સુન્નત વલ જમાઅતને તેવા લખાણોથી ઘણો ગુસ્સો ઉત્પન્ન થયો હશે અને કેટલાંકો તો લખાણોની વિરૂદ્ધમાં તકરાર કરવાને પણ ઇરાદો કરી ચુકયા હશે. માટે હું મારા આ લખાણથી તમામ મુસલમાનભાઇઓને જાહેર કરવા માગું છું કે જેટલા લખાણો હિંદુસ્તાનના પત્રોમાં વલીમહમદ સુરૈયાના નામથી પ્રગટ થયા છે અને જે લખાણોની મતલબ અહેલે સુન્નત વલ જમાઅત અને વોહરા કોમની વચ્ચે ગંભીર શત્રુવટ ઉત્પન્ન કરાવવાની છે, તે લખાણો વલીમહમદ તરફથી નથી પ્રગટ કરવામાં આવ્યા. પણ તેના પ્રગટકર્તા શેઠ ઇબ્રાહીમભાઈ જેઓ વોહરા કોમના છે તેઓ પોતે છે. માટે તમામ ઇસ્લામીભાઇઓ આ બાબત ઉપર જરૂર વીચાર કરશે અને આ બાબતની તપાસ પછી તેઓએ શું પગલાં ભરવા તે નક્કી કરશે અને આ વાત કેટલે દરજ્જે ગુરાઈની હોવી જોઇએ છે કે બે ફીરકાઓની વચ્ચે દુશ્મનાવટ ઉભી થઇ

જવા પામે. આ કારણુસર તમામ અહેલે સુન્નત વલ જમાઅતને પણ દીલગીરી ઉપજશે. બીજું વોહરા કોમના સઘળા નાના મોટાએ એવું ખાત્રી પુર્વક વીચારતા હશે કે તેમની વિરૂદ્ધ જે કાંઇ કામકાજ થઇ રહ્યું છે અને તેમના સંબંધમાં જે લખાણો પ્રગટ કરવામાં આવતાં રહે છે તે અહેલે સુન્નત જમાત તરફથી છે, પણ એ સઘળા ચલવલના કર્તા અને પ્રગટ કરનારા ખુદ વોહરા કોમનેજ લગતા છે કે જેઓ પોતાને છુપા રાખી લખાણો પ્રગટ કરે છે. મુલ્લાં રહેમતઅલીને હું પહેલાં ઓળખતો નહી હતો. પણ જ્યારે ૩ મહીનાથી વધુ મુદત એટલે આઠ દહાડા ઉપર સુધી તેઓના હાથ હેઠળ અને શેઠ ઇબ્રાહીમની નોકરીમાં રહી કામ કીધું તો વાતો વાતોમાં મારી જાણમાં આવ્યું કે મુલ્લાં સાહેબ ( રહેમતઅલી ) ની સરકારમાં જામીનગીરી લેવામાં આવી ચુકી છે અને દંડની સજા પણ ભોગવી આવેલા છે, છતાં તેઓ છુપી રીતે લખાણો તૈયાર કરી શેઠ ઇબ્રાહીમને આપે છે. અને વર્તમાનપત્રોમાં પ્રગટ કરાવે છે. આખર આ ભેદ કયાં સુધી છુપો રહી શકે છે? કોઇપણ દહાડે તે ખુલ્લો થઇ જવાનો છે; અને તમામ અહેલે સુન્નત જમાતવાળા માહીતગાર થઇ જવાનાજ છે. એક સુન્નીના નામના ઓથા હેઠળ વોહરા લોકોજ (મુલ્લાં રહેમતઅલી અને ઇબ્રાહીમ શેઠ ) સુન્ની અને શીઆ વોહરાઓ વચ્ચે ફિતના–ફસાદ બરપા કરવા માગે છે. વોહરા કોમ પણ હવે પોતાના આ વિચારો ફેરવશે કે તેઓએ સુન્નત જમાતને આ કામના કરતા ગણી તેઓને પોતાના વિરોધી સમજી લીધા; કેમકે હું આ બાબતથી બીલકુલ માહીતગાર થયલો હોવાથી મેં મારી ફરજ વીચારી કે હું એક જાહેરાતની રૂએ બન્ને ફીરકાઓને ખબર આપી દઉં કે જેથી તેઓની વચ્ચે માંહોમાંહે મીનાકસાની નોબત નહી આવે. અને દરેક ફીરકો એ બાબતના પરીણામ માટે સોચી વીચારીને કામ કરે. હું પણ એક સુન્ની મુસલમાન છું. મે એવા લખાણો ઇબ્રાહીમ શેઠ જેઓ વોહરા કોમના છે તેમની ચાકરીમાં રહીને લખ્યા છે. તેઓએ મારો પગાર આજ દહાડા સુધી આપ્યો નથી જો કે મેં તેમની ઉપર કાગળ લખીને માગણી પણ કરી છે છતાં આજ દીન સુધી મને તેનો જવાબ મલ્યો નથી. તેમણે પોતાના કારખાના અંદર જવાને મારા માટે સખ્ત મનાઇ કરી દીધી છે જેથી હવે કાયદાપુર્વક તે માટે પગલાં ભરીશ. આશા છે કે ગવરમેન્ટની ન્યાયી કોરટમાંથી મને ઇન્સાફ મળવા પામશે. અને મારો ત્રણ મહીના અને ૮ દહાડાનો પગાર કોરટ મને અપાવશે.

અધીપતી સાહેબ,

જો તમો મારા આ લખાણને તમારા પત્રમાં પ્રગટ કરશો તો હવે પછી આ બાબતસર વધુ હું જે કાંઇ જાણું છું તે તમારા ઉપર લખી મોકલીશ.

આશા રાખું છું કે તમો આ ખીદમતે-ઈસ્લામને ઘણા સારા આકારમાં પ્રગટ કરી મને આભારી કરશો. આ પણ એક નેકીનું કામ છે કે બે ફીરકાઓ વચ્ચેની તકરાર દુર કરવાને લગતા જાહેરનામાને પ્રગટ કરી સવાબ હાસીલ કરવું.

---

## અખબારે ઇસ્લામ.

શુકરવાર તા. ૧૪ મી નવેમ્બર ૧૯૧૯

## વોહરાઓના ના. વડા મુલ્લાંજી સાહેબવાલી "ઝઓ નુરીલ હકકીલ-મુબીન" નામની કીતાબના વીરૂધ્યાઓની વીરૂધમાં બહાર પડેલો ફતવો.

### કરદની બેશ-આમદની પેશ.

ઇન્સાન ધારે છે શું અને ખુદા કરે છે શું? આ તો નિર્વિવાદ વાત છે કે ગમે તેટલી વિરૂદ્ધતા અને લડતો ઉભી થવા છતાં, હકો-બાતીલ જાહેર થવા વીનાં રહેતો નથી એટલે ખરાનું ખરૂં અને ખોટાનું ખોટુંજ પરીણામ આવવા પામે છે. વોહરાઓના ધરમગુરૂ ના. વડા મુલ્લાંજી સાહેબ આલી જનાબે સય્યદના તાહેર સયફુદીને પ્રગટ કરેલી પોતાની કોમ માટેની અંગત મઝહબી કીતાબ નામે "ઝઓ નુરૂલ-હકકીલ-મુબીન" માં, કલેમતુલ-ઇખલાસના સંબંધમાં બીજા શીઆ વિદ્વાનોના લેખને દલીલ રૂપે રજુ કીધો હતો; તેવા નકલી અને દલીલી લખાણના વિરૂદ્ધમાં, એ નામદારના વિરોધીઓ તરફથી કલ્પીત અને રાશી માણસોને ઉભા કરી જે તરખાટ મચાવી દીધો હતો, તેનો બચાવ કરવાને બદલે ના. વડા મુલ્લાંજી સાહેબે ઘણી વખાણવાજોગ સબુરી અને ગંભીર ચુપકીદી અખત્યાર કરી, પોતાના નિરદોષપણાની ફરીયાદ મુંગે મોઢે ખુદાની જનાબમાં કરતા રહી એક મહાન બુરદ-બાર આલીમો-ફાજલને છાજે તેવા ઘણાજ ઉમદા અને વિવેકી ગુણની છાપ પોતાના વિરોધીઓ તથા

બીજા રાશી અને ફીતુરી મુનાફિકો ઉપર એવી તો સરસ રીતે બેસાડીને પોતે દસ્ત–બ દુઆ રહ્યા, કે જેનું શુભ અને હક–બજાનીબ પરીણામ ના. વડા મુલ્લાંજી સાહેબની તરફેણમાં હમણા જે ચમત્કારીક રીતે આવતું જોવામાં આવે છે તે ખરેજ ચમત્કારીક નહીં, પણ–ના. વડા મુલ્લાંજી સાહેબની એક જાહેર કરામત તરીકે તેઓને માનનારી વોહરા કોમ અગર લખશે તો તેમાં મ્હેજબી અતિશયોક્તિ કરેલી કહેવાશે નહીં. ખરૂં છે કેઃ—

ગગનમેં જીતને તારે હએં વો સબી શત્રુ હોય;
કીપા જો કીરતારકી હોહો બાલ બાંકા ન કરે કોય.

" ઝઓ નુરીલ–હકકીલ–મુબીન " કિતાબના સંબંધમાં મુસલમાનો મધ્યે ફુઝુલ–ફીતનો જગાડનારાઓનો હેતુ, ગમે તે ખરચે અને ભોગે ના. વડા મુલ્લાંજી સાહેબ અને તેમની વોહરા કોમને બીજા ઇસ્લામી ફીરકાઓની નજરોમાં એક " મુશરીક અને કાફર " બનાવી ઉતારી પાડવાનો રાખવામાં આવ્યો હતો; પણ વાહરે સદ આફરીન છે ના. વડા મુલ્લાંજી સાહેબની સબુરી અને તેમની મોટી સંખ્યાની વોહરા જમાતની ધીરજ ઉપર કે જેનો બદલો ટુંક વખતમાંજ તેમને ખુદાપાક તરફથી એવો ન્યાય પુર્વક મળતો ચાલ્યો છે કે, આજે તેમના વિરોધીઓના તેવા કર્પિણ તોહમતોના એવઝમાં તેમનીજ વિરૂદ્ધ કુફર અને મુશરીકપણાના કામો કરનારા તરીકે કુરાનપાકની દલીલ સાથેના ફતવા બહાર પડવા લાગ્યા છે ! આ બનાવ અને દેખાવ, ના. વડા મુલ્લાંજી સાહેબના વિરોધીઓ માટે જેટલો કમનસીબીનો સીન ચીતરે છે, તેટલોજ ના. વડા મુલ્લાંજી સાહેબ અને તેમની કોમના સંબંધમાં ખુશનસીબીના પ્લોટ તરીકે ઇસ્લામી પ્રેક્ષકોની નજરોથી પસાર થવા લાગ્યો છે. બલકે અલ્લાહપાક પોતાના કુરાને–મજીદ અને કુરાનેહમીદમાં ફરમાવે છે કે " હું જમીન ઉપર ફીતના–ફસાદ બરપા કરનારાઓને હરગીઝ પસંદ કરતો નથી " આ કુરઆનપાકની આયતેકરીમા, આબાદ રીતે ના. મુલ્લાંજી સાહેબના વિરોધીઓને લાગુ થતી જોઈ અમોને કાંઈ થોડો ખેદ ઉપજતો નથી. મશક આ કેહતી કાંઇ ખોટી નથીઃ—

" કરદની ખેશ–આમદની પેશ. "

ના. વડા મુલ્લાંજી સાહેબવાલી " ઝઓ નુરીલ–હકકીલ–મુબીન " કિતાબના નીરદોષપણાના સંબંધમાં છેવટમાં એ કિતાબની વિરૂદ્ધ ચલવલ જગાડનારાઓના, એક પછી એક બહાર આવેલા ભોપાલા ઉપર અમો

થોડું અજવાળું પાડી ગયા પછી અમો જોઇએ છીએ કે, હીન્દુસ્તાનના તે રાશી પત્રો, જેઓએ ના. વડા મુલ્લાંજી સાહેબની ઉપલી કિતાબના સંબંધમાં અંધ બની પોકાર ઉઠાવ્યો હતો, આજે તેજ પત્રોએ પોતાની કોર મરડી છે અને લખનૌથી જનાબ સૈયદ અબદુલઅઝીઝ અહમદ "તીરમઝી" એ બહાર પાડેલી શમીમતુલ-ઇખ્લાસ નામની કીતાબમાં ના. વડા મુલ્લાંજી સાહેબવાલી કિતાબના સંબંધમાં લખનારનો નિર્દોષ હેતુ, અને તેની અંદરની નિર્દોષ ટીકાઓને તેના ખરા રંગરૂપમાં જાહેર કીધા પછી હીન્દુસ્તાનના કેટલાક ઝુ. નુરૂ. હ. મુ. વિરૂદ્ધ પોકાર ઉઠાવનાર ખુલ્લી રીતે પશ્ચાતાપ કરવા અને દીલગીરી જાહેર કરવા લાગ્યા છે. અને તેઓની સ્થીતી "ચરા કારે કુનદ આકીલ કે બાઝ આયદ બ – પશેમાની" જેવી થઇ પડતી ચાલી છે. પણ અફસોસ હઝાર અફસોસ કે એટલું છતાં ના૦ વડા મુલ્લાંજી સાહેબના વિરોધીઓ હજીબી પોતાની નફસાનીયતભરેલી યુક્તિઓથી બાજ આવતા નથી એ તેમનો અભીમાન ખચીતજ ઇન્સાની અને કોમી હમીયતને સેજબી શોભાવતો હોય એવું માનવાને કોઇપણ સમજુ અને ભણેલો ઇસ્લામી આંચકો ખાધા વિના રહેશે નહીં. અમારી આ ટીકાની દલીલના ટેકામાં અમારા ઉપર કોઈ મહમદ અબદુલ, નાજર નામનો એક જબલ-પુરના રઇસ તરફથી ટપાલ મારફતે આવેલ ઉરદુ હેન્ડબીલનો સત્ય તરજુમો અમો હેઠળ આપીએ છીએ, તે ઉપરથી અમારા દરેક ઇસ્લામી અને ગેરઇસ્લામી વાંચકોને ના૦ વડા મુલ્લાંજી સાહેબના વિરોધીઓના ચાલુ દ્વેષભાવીક વર્તનથી મોટો ખેદ અને અફસોસ ઉપજ્યા વિના રહેશે નહીં.

## ઇફ્તરા અઓર શરઇ હુકમ.

અર્થ—જુઠી વાતો બનાવી તોહમતો મુકનારાઓ માટે શરીઅતનો હુકમ.

## ઉરદુ હેન્ડબીલના તરજુમા.

જ્યાં, વોહરાઓના ધરમગુરૂ ના૦ વડા મુલ્લાંજી તાહેર સયફુદીન સાહેબની રચેલી કિતાબ, તેમની કેળવણી, અને તેમના જાતી દરજ્જા ઉપર અસંખ્ય ખોટા આક્ષેપો લગાડવામાં આવ્યા છે ત્યાં વલીમહમદ સાહેબ ઇસ્માઇલ સુરૈયા અને તેમના મતલબી વર્તમાનપત્રો તરફથી એક આ પણ તોહમત લગાડવામાં આવી છે કે "મજકુર મુલ્લાં સાહેબ રસુલે ખુદાની બરાબરી અને ખુદાવંદ આલમની સાથે બેસવાનો દાવો કરે છે." આ તોહમતનો સામાન્ય (કોમોમાં) ફેલાવો કરવા માટે દેહલીના એક

જાહેર દેખાવના ફકીરે એવી ગોઠવણ કરી છે કે કમીશન એજન્ટોની મારફતે દરેક મોટા શહેરોના મુસલમાનો પાસેથી સહીઓ લેવડાવે છે. અને જોકે સામાન્ય મુસલમાનોને ખરી હકીકતની જાણ નથી, તેથી કરી કેટલાક સાચા અકીદો ધરાવનાર મુસલમાન, સુફીની કેળવણી લીધેલા દેખાવમાં એક જુઠા સુફીની તસ્વીર જોઇ સહીઓ કરતા જાય છે, તેટલા સારૂ મને જાહેરને ચેતાવવા માટે આ હકીકતને ઉઘાડી પાડવાની જરૂર જણાઇ છે કે જેથી લોકો ખરી બાબતથી માહીતગાર બને અને આ વલીના દેખાવ ૦ ૦ ૦ ૦ ના ખોટારામાં ન આવે. કેમકે " શમીમતુલ–ઇખલાસ " ના લેખકે, મુલ્લાં સાહેબની રચેલી કિતાબનો સારી પેઠે અભ્યાસ કરી એવું બતાવી આપ્યું છે કે તકરારી કિતાબમાં કેથે એવા શબ્દો હસ્તી ધરાવતા નથી અને કોઇ સાહેબે આ જુઠી તોહમતને " કે મજકુર મુલ્લાં સાહેબ રસુલે ખુદાની બરાબરી અને ખુદાની સાથે બેસવાનો દાવો કરે છે" સવાલના રૂપમાં (આ બાબતને) ફખરૂલ મનાઝરીન હઝરત કીબલા માલાના મુફતી અબુલવફા સનાઉલ્લાહ સાહેબ અમરતસરી મદારૂલ–હદીસની સેવામાં મોકલી આપી, જે અખબાર અહેલે–હદીસ" ના તા૦ ૨૬ સવ્વાલ સને ૧૩૩૭ હીજરીના અંકમાં ફતવાના સાથે પ્રગટ થઇ છે. હું મજકુર ફતવાની પુરી નકલ એવી મતલબથી પ્રગટ કરૂં છું કે જેથી મુસલમાનો, આવા શરઈ ગુનાહને આધીન થતા બચતા રહે, જેના ઓથા હેઠળ સુરૈયા સાહેબ વીગેરે સમાએલા છે.

## ઈસતફતા

### ( ખુલાસો માગવો. )

(સ. નંબર ૧૫૦) આ બાબતમાં એક માણસ જાહેરખબરમાં નીચે મુજબના શબ્દો લખે છે:—

" હું ઈમામે ઝમાનાની બરાબર, રસુલે ખુદાના દરજ્જાનો, અને ખુદાના અરશ ઉપર બરાબર બેસવાવાલો છું." આ શબ્દોને (જાહેર ખબર આપનાર) એક ગ્રંથકર્તાને લાગુ પાડે છે. તો જોકે તેની રચેલી કીતાબમાં કેથે એવા શબ્દોનો (ઉપર મુજબના) અથવા વાકયોનો કયાં વર્ણન નથી. આવા સંજોગો વચ્ચે ૨ સવાલો ઉભા થાય છે. (પહેલો) આવા દાવાનો કોઇ મુસલમાન ઉપર તોહમત મુકનાર કયા ગુનાહને આધીન થાય છે? (બીજો) આવા શબ્દોને વગર કારણે ઝબાન અને કલમથી કાઢી તેને જાહેરાત આપનાર મુશરિક અને કુફરના લાયક ઠરે છે કે નહીં? (લી. એક મુસલમાન.)

# ફતવો.

## ( શરઇ—ચુકાદો. )

( જ. નંબર ૧૫૦ ) ઉપલા શબ્દો ( તકરીર ) કુરાનશરીફમાં ઘણાં બુરાં છે. કોઈ ગ્રંથકર્ત્તાને નાહક બદનામ કરવા માટે તેને ( આવા શબ્દો ) લાગુ પાડવા એ ઘણું મોટું પાપ છે અને તોહમત છે. જેના સંબંધમાં ( કુરાનશરીફ મધે ) ફરમાવવામાં આવેલું છે કે:—

( અર્થ ) બચીત તે લોકો, કે જેઓએ દુખ દીધું, મોમીન પુરૂષો અને સ્ત્રીઓને કાંઇ પણ તકસીર વગર તો બચીત તોહમત નાખ્યું, તેમના ઉપર અને જાહેર પાપ કીધો.

આવા વાકયોને વગર કારણે પ્રગટ કરવા કે જેથી લોકોને ધોકા (દગવું) થાય, ઘણા મોટા ગુનાહ છે. પોતાનો એતેકાદ (મઝહબ ) જાહેર કરવા માટે પ્રગટ કરે તો કુફર છે.

**લી. અહમદ અબદુલા નાઝર, જબલપુર.**

ઉપલો ફતવો જોતાં, વોહરાઓના ના. વડા મુલ્લાં સાહેબની કીતાબ " ઝઓ નુરીલ હક્કીલ મુબીન " અને તેમનો અંગત દાવો ઉપલા શબ્દો રહિત એટલે નિર્દોષ છે તો બેશક તેમના ઉપર ખોટા તોહમતો મુકનારાઓ સખતમાં સખત દોષને પાત્ર ઠરે છે, તકરીરના મેદાનમાંની લડત મરદાનગીની સાથે દલીલોના અને સંગીન હથીયાર વાપરવા જોઇએ છે; કોઈ નાના અથવા મોટા દરજ્જાના માણસ ઉપર ખોટા તોહમત મુકવા તેનો અર્થ તેમની ખોટી સતામણી કરવા જેવો થાય છે. જ્યારે હાલના બન્ને પક્ષમાં સુલેહ થવાની કોશીશ ચાલુ થઈ છે તે વખતે બન્ને પક્ષમાં ઝઘડા વધારનારાઓ માટે એથી જેટલુ સખત બોલીએ તેટલું થોડુંજ ગણાશે.

---

# શુદ્ધિપત્રિકા.

| પાનું | પેરે. | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ટાઇટલ | | | અહેમદ | અહેમર |
| ઉર્દુમાં લખનારની | | | | |
| | પ્રસ્તાવના | લીટી ૨ જી | અદબીયોની | અદીબોની |
| | ,, | દોહરો ૧લી લીટી | મુસલિક | મસલક |
| | ,, | ,, | સુલેહ | સુલહે |
| | ,, | પેરે ૨ લીટી ૩ જી | ફોરોઇ | ફુરૂઇ |
| | ,, | દોહરો ૨ જી લીટી | હુઆ | હોઆ |
| ૪ | પેરે ૩ | લીટી ૧૨ મી | અભિપ્રાય માટે મોકલી આપી. | ટુંક મુદ્દત માટે વાંચવા આપી. |
| ૪ | | છેલ્લી લીટી | અહેમદ | અહેમર |
| ૪ | | ,, | અફીઅન્હો | અફાઅન્હો |
| ૧ | હેડીંગ | | ઝોનુરિલ | ઝોઓનુરિલ |
| ૧ | પેરે ૧ | લીટી ૪થી | હાઝા | હાઝેહિ |
| ૧ | ,, | ,, ૫ મી | મખસુસતે | મખસુસતુન |
| ૧ | પેરે ૨ | લીટી ૨ જી | જલ્લેશાન | જલ્લેશાનહુ |
| ૧ | ૨ | ૪ | અસલુબીની | અસલુબીના |
| ૨ | ૧ | ૧૨ | તબલેગ | તબલીગ |
| ૨ | ૩ | ૩ | મઅઝુરત | માઝરત |
| ૩ | ૨ | ૮ | નસરઅઝીઝવફતહ | નસરેઅઝીઝ વ ફતહે |
| ૩ | ૨ | ૯ | માલિક | માલિકે |
| ૩ | ૨ | ૯ | સાહબ | સાહબે |
| ૩ | ૨ | ૧૧ | સાબેઇલ સબુઅઅલ સાબેઅ | સાબેઇલઉસબુઇસ્સસાબે |
| ૩ | ૨ | ૧૨ | ગરફાતલ | ગુરેફાતીલ |
| ૩ | ૨ | ૧૩ | વાલદિન | વદદીન |
| ૪ | ૧ | ૧ | મમલુકહમ-અલમોઅતેમદ | મમલુકેઆ-લેમોઅતેમદ |
| ૪ | ૨ | ૫ | મોહદીન | મુવાહેદીન |
| ૪ | ૨ | ૭ | લિલમોઅતદીન | લિલમોતદીન |
| ૪ | ૨ | ૭ | આલમ | આલિમ |
| ૫ | ૧ | ૧૩ | મુતહમ્મલ | મુતહમ્મીલ |
| ૫ | ૧ | ૧૮ | મિન્તેહાએ | મુન્તેહાએ |
| ૫ | ૧ | ૧૯ | મહેલ | મહલ |
| ૫ | ૧ | ૨૦ | ,, | ,, |

| પાનું | | પેરે | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|---|
| ૫ | | ૧ | ૨૧ | મહેલે | મહલ |
| ૫ | | ૧ | ૨૧ | મિન્તેહા | મુન્તેહ |
| ૫ | | ૧ | ૨૨ | તઐયઅ | તબઈ |
| ૫ | | ૧ | ૨૫ | અઝાબોબેલ | અઝાબેબીલને |
| ૬ | | ૧ | ૧૨ | જઝબાત | જઝબાતે |
| ૬ | | ૧ | ૧૩ | ઇનતૌહિદ | ઇનાતૌહિદુલ |
| ૬ | | ૧ | ૧૩ | અબદુલમઅબુદ | અબદેલીલમઅબુદ |
| ૬ | | ૧ | ૧૪ | લાયકુન | લાયકુનો |
| ૬ | | ૧ | ૧૪ | બ | બે |
| ૬ | | ૧ | ૧૭ | અનકર્ | અનકરા |
| ૬ | | ૧ | ૧૭ | મરતબ્હિલ્લ | મરતબ્તિલ |
| ૬ | | ૨ | ૪ | વસુન્ને | વલસુન્નત |
| ૭ | | ૧ | ૧ | વસ્સુન્ને | ,, |
| ૭ | | ૧ | ૨ | બકલમતેહિલ્લ | બેકલમતીલ |
| ૭ | | ૧ | ૩ | કાફેહી | કાફતે |
| ૭ | | ૧ | ૬ | મિન | મન |
| ૭ | | ૧ | ૬ | મુખ્લસન | મુખ્લેસન |
| ૭ | | ૨ | ૪ | વસ્સુન્ને | વસ્સુન્નત |
| ૮ | | ૧ | ૫ | વજહે | વજહહુ |
| ૮ | | ૧ | ૭ | ,, | ,, |
| ૮ | | ૨ | ૨ | ,, | ,, |
| ૮ | | ૨ | ૯ | અહુબકર રદી. અનહાકો. | અબુબકર રદી. અનહોને |
| ૮ | | ૨ | ૧૧ | વજહે | વજહહુ |
| ૮ | | ૩ | ૧ | એતેરામ | એતેરાઝ |
| ૮ | દોહરો | | ૨ | એસા | એસી |
| ૧૦ | પેરે | ૨ | ૨ | લાતકબ્બલ | લાતુકબ્બલો |
| ૧૦ | | ૨ | ૨ | તરદ્દ | તુરદ્દો |
| ૧૦ | | ૩ | ૧ | તરદ્દઅલયહિમ | તુરદ્દોઅલયહિમ |
| ૧૦ | | ૩ | ૫ | તરદ્દ | તુરદ્દો |
| ૧૦ | | ૩ | ૧૧ | તરદ્દઅલ્લયહિમ | તુરદ્દોઅલ્લયહિમ |
| ૧૦ | | ૩ | ૧૧ | તઝરબ | તુઝરબો |
| ૧૦ | | ૩ | ૧૨ | ,, | ,, |
| ૧૦ | | ૪ | ૩ | તમસ્ક | તમસ્કુ |
| ૧૧ | | ૧ | ૫ | નદબકુમુલ્લાહ | નદબકુમુલ્લાહો |
| ૧૧ | | ૧ | ૫ | અહદ | અહદો |
| ૧૧ | | ૧ | ૫ | તરશીહે | તરફૈહે |

| પાનું | પેરે | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૧૧ | ૧ | ૫ | બોઅયદીકુમ | બેઅયદીકુમ |
| ૧૧ | ૧ | ૬ | અખવકુમ | અખુકુમ |
| ૧૧ | ૧ | ૬ | અકુલ | અકુલો |
| ૧૧ | ૧ | ૬ | અબીદ | અબીદે |
| ૧૧ | ૧ | ૬ | ઈમામકુમ | ઇમામેકુમ |
| ૧૧ | ૧ | ૬ | બદઅવકમ | યદઉકુમ |
| ૧૧ | ૧ | ૭ | અલયહે | ઇલૈહેવ |
| ૧૧ | ૧ | ૭ | રયહદીકુમ | યહદીકુમ |
| ૧૧ | ૧ | ૮ | અખવકુમ | અખુકુમ |
| ૧૧ | ૧ | ૮ | અકુલ | અકુલો |
| ૧૧ | ૧ | ૯ | ઈમામકુમ | ઇમામેકુમ |
| ૧૧ | ૧ | ૧૮ | ફ્મનઝઅમ | ફ્મનઝઅમા |
| ૧૧ દોહરો | | ૨ | ફીસકા | કેશકા |
| ૧૩ | ૧ | ૮ | મોહદ્દીન | મુવાહેદીન |
| ૧૪ હેડીંગ | | | મજદુદીયત | મુજદેદીયત |
| ૧૪ | ૨ | ૧ | મજદાઈ | મુજદદે |
| ૧૪ | ૨ | ૨ | યતઅલક | યતઅલકો |
| ૧૪ | ૨ | ૩ | વલમવાહિદ | વલમવાહિદે |
| ૧૪ | ૨ | ૪ | ફયઅલમુન ઇન | ફયઅલમુના ઈના |
| ૧૪ | ૨ | ૫ | વલ્લાહે | વલ્લાહો |
| ૧૪ | ૨ | ૫ | મજદુદે | મુજદદે |
| ૧૪ | ૨ | ૬ | મજદુદ | ,, |
| ૧૪ | ૨ | ૭ | મજદુદીન | મુજદદીન |
| ૧૪ | ૨ | ૮ | મજદુદે | મુજદુદ |
| ૧૪ | ૨ | ૯ | તબુસ્ત | બતુસ્ત |
| ૧૪ | ૩ | ૨ | ઇલા | અલા |
| ૧૪ | ૩ | છેલ્લી | મજદુદિયત | મુજદેદીયત |
| ૧૫ | ૧ | ,, | તરહીમાતઅલહૈયે | તફહીમાતે ઇલાહીયા |
| ૧૫ | ૨ | ૧ | વલીઅલ્લાહ | વલીઉલ્લાહ |
| ૧૬ | ૨ | ૨ | બમકતઝાએ | બમુકતઝાએ |
| ૧૬ | ૩ | ૧ | મજદુદ | મુજદિદ |
| ૧૬ | ૩ | ૨ | ,, | ,, |
| ૧૬ | ૪ | ૧ | ઇઝન | ઐઝન |
| ૧૮ | ૧ | ૧ | દરઝમન | દરઝિમન |
| ૧૮ | ૧ | ૨ | મુજબ | મુજીબે |
| ૧૮ | ૧ | ૨ | ઇરતદાદ | ઇરતેદાદ |
| ૧૮ | ૧ | ૨ | સાદર | સાદીર |

| પાનું | પેરે | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૧૮ | ૧ | ૭ | મુર્ખાલદ | મુખલ્લદ |
| ૧૮ | ૨ | ૧ | નેઝઅગરવોહ | તુરા ગરોહે |
| ૧૮ | ૩ | ૪ | તશહિન્દુલ | તશહીઝુલ |
| ૨૧ | ૨ | ૨ | આયત | આયત બૈયેનાત |
| ૨૧ | ૩ | ૧ | બુહીમુલકુલઅલામ | બવેહયેમલેકી લઅસ્લામ |
| ૨૧ | ૩ | ૨ | અઝગાસ | અઝગાસે |
| ૨૧ | ૩ | ૪ | રમીઉલજુમરાત | રમયુલજુમરાત |
| ૨૧ | ૩ | ૪ | મુન્નીફ | મુસન્નીફ |
| ૨૧ | ૩ | ૮ | સદક | સીદક |
| ૨૨ | ૩ | ૧ | તખદીર | તેહઝીરે |
| ૨૨ | ૩ | ૩ | અલહાદ | ઇલિહાદ |
| ૨૨ | ૩ | ૩ | ફિસાદ | ફસાદ |
| ૨૨ | ૩ | ૪ | સકરસે | સુકરસે |
| ૨૨ | ૩ | ૪ | સકરહે | સુકરાનહે |
| ૨૩ | ૧ | ૩ | મજદુદ | મુજદદે |
| ૨૩ | ૧ | ૭ | મુતફિરકે | મુતફરેકા |
| ૨૩ | ૧ | ૮ | જુરમન | જઝમન |
| ૨૩ | ૧ | ૮ | અજમાલન | ઇજમાલન |
| ૨૩ | ૧ | ૯ | ફિકહાએ | ફોકાહાએ |
| ૨૩ | ૧ | ૧૧ | બાજમાએ | બઇજમાએ |
| ૨૩ | ૧ | ૧૨ | બિલતસરીહ | બિતતસરીહ |
| ૨૩ | ૧ | ૧૨ | તૌબે | તૌબા |
| ૨૩ દોહરો | | ૨ | તાસરયા | તાસુરૈયા |
| ૨૪ | ૧ | ૧૩ | અકુલઅબીદ ઇમામકુમ | અકુલોઅબીદે ઇમામેકુમ |
| ૨૫ | ૧ | ૮ | કિતાબરૂપી | કિતાબ |
| ૨૫ | ૧ | ૨૦ | ફ્લયુઝરે | ફ્લયઝરે |
| ૨૫ | ૧ | ૨૦ | આલેમુલઇલમોહુ | આલેમિલઇલ્મોહુ |
| ૨૫ | ૧ | છેલ્લી | લમયતુબો | વમન લમ યતુબ |
| ૨૬ | ૧ | ૩ | દિલ્હા | દિલ્હી |
| ૨૬ | ૩ | ૪ | બતાવતા | બજાવતાં |
| ૨૮ | ૨ | ૩ | ખુદાકી નીંદ | ખુદાકી નિન્દ |
| ૨૮ | ૨ | ૧૩ | પમાણે | પ્રમાણે |
| ૨૮ | ૨ | ૧૪ | આ રાસ્તા | આરાસ્તા |
| ૨૯ | ૧ | ૨ | અદમ માસુમીયત | અદમેમાસુમીયતે |
| ૨૯ | ૨ | ૧૪ | તનઝીયુલ | તનઝીહુલ |
| ૨૯ | ૨ | ૧૫ | મિસકાતુલ | મુસકેતુલ |

| પાનું | | પેરે | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|---|
| ૨૯ | | ૩ | ૬ | રદ્દાલુર | રદ્દુર |
| ૨૯ | | ૩ | ૬ | ખિલાફતશખીન | ખિલાફતશેખૈન |
| ૩૨ | હોહરો | | ૧ | ચડ | ચીડ |
| ૩૩ | પેરે. | ૧ | ૨ | ફીસાદી | ફસાદી |
| ૩૩ | | ૧ | ૧૨ | નફાક | નીફાક |
| ૩૩ | | ૧ | ૧૨ | અનાદ | ઈનાદ |
| ૩૩ | | ૧ | ૧૪ | મોઐયાર | મેયાર |
| ૩૫ | | ૧ | ૧ | મહેઝુબ | મોહઝઝબ |
| ૩૫ | | ૪ | ૪ | મોઅતર્ઝ | મોઅતરીઝ |
| ૩૫ | | ૧ | ૭ | મુબાન | મુબિન |
| ૩૭ | | ૪ | ૪ | નઝદ | નઝર |
| ૩૭ | | ૪ | ૭ | ,, | ,, |
| ૩૮ | | ૧ | ૬ | નઝર | નઝરે |
| ૩૮ | હોહરો | | ૧ | ઝનારકા | ઝુનારકા |
| ૩૯ | ,, | | ૧ | નેઝગી | નેરંગી |
| ૩૯ | ,, | | ૨ | તરેહ | તરેહરંગ |
| ૪૦ | હેડીંગ | | | મોઅતર્ઝ | મોઅતરીઝ |
| ૪૦ | પેરે. | ૩ | ૩ | અથમેહ | અઈમ્મા |
| ૪૦ | | ૩ | ૭ | ,, | ,, |
| ૪૧ | હોહરો | | ૧ | બાઝયચે | બાઝીચએ |
| ૪૧ | ,, | | ૨ | ખુહલે | ખુલકે |
| ૪૧ | પેરે. | ૧ | ૧ | જદદત | જીદદત |
| ૪૩ | | ૩ | ૧ | દાઇયુલફિસાદ | દાઇલિલફસાદ |
| ૪૫ | | ૧ | ૩ | મઅનુન | માનામાં |
| ૪૭ | હોહરો | | ૨ | ખન્હા | ખનહાયે |
| ૪૮ | | ૨ | ૧૨ | અલઅવારૂફ | અલઅવારીફ |
| ૪૯ | | ૩ | ૧ | મબલગ | મુબલીગે |
| ૪૯ | | ૩ | ૧ | આલમ | આલીમ |
| ૪૯ | | ૩ | ૧ | અરફન | ઉરફન |
| ૫૦ | | ૨ | ૧ | અલઅવારૂફ | અલઅવારીફ |
| ૫૦ | | ૨ | ૪ | અરફન | ઉરફન |
| ૫૦ | | ૩ | ૬ | અલઅવારૂફ | અલઅવારીફ |
| ૫૧ | હોહરો | | ૧ | એસે | ઐસેસે |
| ૫૧ | | ૨ | ૫ | તેહઝીબા | તેહઝીબી |
| ૫૬ | | ૩ | ૫ | એહતેરાજે | એહતેજાજં |
| ૫૭ | | ૧ | ૩૦ | બદઅનવાની | બદઉનવાની |
| ૫૯ | | ૧ | ૪ | તગયરાતે | તાઝીરાતે |

| પાનું | | પેરે | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|---|
| ૫૯ | | ૩ | ૨ | મુયસ્સર | મયસ્સર |
| ૬૦ | | ૪ | ૧ | મોઅતર્ઝ | મોઅતરીઝ |
| ૬૦ | | ૫ | ૨ | ખેરમુકદ્દમી | ખેરમકદમ |
| ૬૧ | દોહરો ૩ | | ૨ | કિનાનકા | કિનઆંકા |
| ૬૩ | | ૧ | ૧ | મોઅતર્ઝ | મોઅતરીઝ |
| ૬૩ | | ૨ | ૩ | મોહતેરમમોઅતર્ઝ | મોહતરીમમોઅતરીઝ |
| ૬૬ | | ૨ | ૩ | ઓહોદનામાની | પોતાની |
| ૬૭ | | ૨ | ૧૨ | સકુન | સુકુન |
| ૬૭ | | ૩ | ૨ | અહેમદ | અહેમર |
| ૬૮ | | ૧ | ૨ | ગુન્જાઇશ રહેતી નથી | ગુન્જાઈશ રહે છે. |
| ૬૮ | | ૧ | ૬ | અબ્નીદ | અકલ્લોઅબાદે ધામામેકુમ |
| ૬૮ | | ૧ | ૧૪ | આદ્યપંચ | ઔદ્યપંચ |
| ૬૯ | | ૨ | ૧૪ | અહેમદ | અહેમર |
| ૭૧ | | ૧ | ૧૧ | હિસોહ | હસવા |
| ૭૧ | | ૨ | ૨ | અહેમદ | અહેમર |
| ૭૨ | | ૨ | ૧ | અલીમહમદ | અબુમહમદ |
| ૭૨ | | ૨ | ૭ | ઓહોદ | એહેદ |
| ૭૩ | | ૧ | ૪ | નોટી | નોટીસ |
| ૭૯ | | ૧ | ૬ | લખશે | લેખશે |
| ૭૯ | | ૨ | ૧૮ | મશક | બેશક |
| ૮૦ | | ૧ | ૧૦ | બ પશેમાની | પશેમાની |

## આ પુસ્તકમાં આવેલા કેટલાક નવિન શબ્દોના અર્થ.

| પાનું | પેરે. | લીટી | શબ્દ | અર્થ |
|---|---|---|---|---|
| ૨ | ૧ | ૧૦ | મઝહકકા | મશ્કરી |
| ૨ | ૨ | ૩ | મુરાસેલત | પત્ર |
| ૫ | ૧ | ૨૫ | અઝાબેઅીલ | ઘણો સખ્ત અઝાબ |
| ૭ | ૨ | ૯ | ઝમનન | આડકતરી રીતે |
| ૨૧ | ૧ | ૪ | નશી | નહિ |
| ૨૧ | ૨ | ૪ | તવાલત | લંબાણ |
| ૨૮ | ૩ | ૩ | દુશ્નામીઓ | બુરૂંભલું કહેવું, આરોપ મૂકવો. |
| ૩૭ | ૪ | ૧ | શ્યાહત | મુસાફરી |
| ૩૯ | ૧ | ૨ | સરાહતન | ઉઘાડું |
| ૫૮ | ૧ | ૫ | તસાહુલ | આળસ |
| ૫૮ | ૧ | ૫ | ખુસરૂદીનવાલેદુન્યા | દીનદુનિયાના ખોટા |
| ૫૯ | ૧ | ૪ | તાઝીરાતે હિંદ | હિંદી ફોજદારી કાયદો |
| ૬૭ | ૨ | ૧૨ | સુકુન | ચુપકીદી |